# શ્રી શ્રેણિક મહારાજા તથા અષ્ટપ્રકારી પૂજાનો રાસ

## વિધિ સહિત.

માગધી ભાષામાંથી શૂદ્ધ ગૂજરાતીમાં
જૈન બંધુઓને વાંચવા સારૂ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
શા. છોટાલાલ મગનલાલ—અમદાવાદ.

અમદાવાદ.
યુનાઇટેડ પ્રી. એં. જ. એજન્સિ કંપનીના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.



સને ૧૮૯૦. સંવત ૧૯૪૬.
પ્રત ૧૦૦૦ આવૃતિ ૧ લી.

કીમત રૂ૦—૮—૦.

# अष्टप्रकारनी पूजानो विधि सहित रास.

દુહા. રાગ અસાઉરી. પ્રથમ તીર્થંકર પ્રથમ જિન, પ્રથમ કરી પરણામ; અષ્ટ પ્રકાર પુજાતણા, પ્રબંધ કહું અભિરામ. ૧ સકળ સુરાસુર કિન્નરા, વિદ્યાધરની કોડી; જાસ વદન વાણી ભણી, પ્રણમે બે કરજોડી. ૨ સાવાણી મુજને હવે, આપે વર વર્દાન; અલવિ આળસ પરિહરી, સુણજ્યો સૌ સાવધાન. ૩ ચોપાઇ. ભરત ક્ષેત્ર માંહિ ભલું ભણું, રત્નપુર છે રળીયામણું; અરી મરદન રાજા તસ પતી, તાસ પ્રિયા છે અનંગવતી. ૪ વિજયચંદ નામે તસ પુત, વિલસે બેઉ નારી ઘર સુત; પ્રથમ નારી મયણસુંદરી, અવર કામિની કમળાસિરિ. ૫ અનુક્રમે તાસ પુત્ર દોએ કહ્યા, કુરૂચંદ હરિચંદમાં લહ્યા; અરિમર્દન દીક્ષાને કાજ, વિજયચંદને આપે રાજ. ૬ વિજય ચંદ દીક્ષા પછીલીએ, દોયે પુત્રને રાજજ દીએ; સુરપુર નયર દીઉ કુરૂચંદ, કુસુમપુર આપ્યું હરિચંદ. ૭ વિચરે મુનિવર દેશ વિદેશ, કેવળી

ગુરૂનો લેઈ આદેશ; ઉગ્ર વિહાર કરે ઉગ્ર તપ, ક્રોધ માન માયા નહીં દર્પ. ૮ વર્ષાકાળ કરે ન વિહાર, રહિ ગુહા બાહિર અલ્પ વિહાર; શીતકાળ નહીં આછાદના, ઉષ્ણકાળે લે આતાપના. ૯ બાર વર્ષ એણીપરિ ભાવીઓ, તુંગગિરી કંનન આવીઓ; પરઠી પાય રહ્યો મુનિ પરે, મનોહર એક સિળા ઉપરે. ૧૦ આરોહે શુભ ધ્યાન મહંત, આઠ કર્મનું આણે અંત; બાળી નિજઘાતિક આવાસ, કેવળી કુળી માંહિ કીઓ નિવાસ. ૧૧ કુસમ વૃષ્ટિ કરે ત્યાં દેવ, સૂરનર કીંનર સારે શેવ; સૂગંધ ઉદક છાંટે ભૂમિકા, મિળ્યા દેવ ચ્યાર નિકાયકા. ૧૨ વાજે દેવ દુંદભી સાર, નાચે સુરના અંગના અપાર; ગાયન આલાપે રાગ, વિજયચંદ કેવળી સોભાગ. ૧૩ કનક કમળ રચ્યુ વિનાંણ, ઉપર બેસી કરે વખાંણ; દાંન શીળ તપ ભાવન ભેહ, દે દેશના મુનીવર તેહ. ૧૪ સુણી દેશના થયા ત્યાં ભાવિકા, કવી નર શ્રાવક શ્રાવિકા; કે દીક્ષા લે વૈરાગ, મોહની કર્મના ત્રોડે ત્રાગ. ૧૫ કેવળી વચન

સુણી સાહેલ્લાં, ઘેર આવ્યા પ્રણમી પાઉલ્લાં; ગુણ ગિરીઆ ગુણવંત ગિરીઠ, વિજયચંદ વી-ચરે મહિ પીઠ. ૧૬ અનુક્રમે અનુક્રમે કેવળી ભાંણ, આવે કુશમ પુરી ઉજાણ; કંચન કમલ રચે દેવતા, ચ્યાર નિકાય પાય સેવતા. ૧૭ સુરનર વર બેઠી પર્ખદા, ભાસે ધર્મ નાસે આપદા; સુણી વાત નિજ તાત સ્વરૂપ, વંદને આવે હરીચંદ ભુપ. ૧૮ દુર થી દીઠા મુનિંદ, હર્ખે હૈયુ હરયુ હરીચંદ; ત્રણ્ય પ્રદક્ષણા દૈ જનકે, જૈ બેઠો ઉચિત થાનકે ૧૯ કેવળી ધર્મ કહે તેણીવાર, શ્રાવક ધર્મ સુણુ સુવિચાર; બાર વ્રત સુદ્ધાં આદરૂ, જેમ હું નરભવ સાયર તરૂં. ૨૦ પંચ અણુવ્રતનિ નિગુણ વ્રત, ચ્યાર શિક્ષા વ્રત આંણે ચિત; ભાવ ભેદ નવ જાણે જેહ, કહો કેમ શ્રાવકકહીએ તેહ. ૨૧દુહા. પાંચે ભુલ્યો શી હું ચુકયો, ચિહું ન જાણે નામ; જગ ઢંઢેરો ફેરવ્યો, શ્રાવક માહારૂં નાંમ. ૨૨ ચોપાઈ. પુછે ભુપ કહે મુનિરાય, શ્રાવક ત્રણ અક્ષર કહેવાય; તેહ તણો અર્થ હોઈ જસો, આસદીયે સાંભલીયે

તરયો. ૨૩ પ્રહ ઉઠી સાંભળે પુન્ય કથા, પરિહરે પાપ તણી વિકથા; સાત ક્ષેત્ર નિજ ધન વાવીયે, તેહ તણા પરભવ ફ્લ લીયે. ૨૪ ઉભય કાલ પડીકમણુ કરે, નિજ પાતિક દુરે પરિ હરે; સહગુરૂ વચન સુણી શિર ધરે, ત્રણે કાળ પુજા અનુ સરે. ૨૫ દુહા. ભુપ કહે નિજ તાતને, પુજા કેતા ભેદ; પ્રસન થઈ મુજને કહો, પાંમે ફ્લ કસ્યું તેહ. ૨૬ વર ગંધ ધુપ તાંદુલ કુસુમ, દીપને વજ ફ્લ નીર; અષ્ટ પ્રકાર પુજા કરે, તું પામે ભવ તીર. ૨૭ પ્રથમ પુજા વર ગંધથી, પામ્યો મુક્તિનો દ્વાર; મયણાવલી રાણી કહી, સાંભલજો સુવિ- ચાર. ૨૮ ચોપાઈ. વર વૈતાઢય ગિરિ મનોહરા, દાહિણ સેઢી ગજ પુરવરા; જયસૂર આધપતિ ખેચરા, પ્રિયા તાસ શુભ મતીએ કર્યા. ૨૯ ઉત્તમ સુપન સુચિત અણુ સર્યું, તાસ ઉપર એક સુર અવતર્યું; માસ ત્રણ થયા જેટલે, ઉપન્યો ડોળો તેટલે. ૩૦ અબલા શરીર થાય દુર્બળી, ચઢે સ્વાસ પરસેવો વળી; દિન દિન પ્રતિ જાય જબ ગળી; પુછે વાત નાથ મની રળી.

૩૧ ભણે નારી સાંભળી ભરથાર, અષ્ટાપદ વળી તીર્થ ઉદ્દાર; તિહાં કણે જઈ જિનવર ચોવીશ? સુગંધ પુજા કીજે જગદીસ. ૩૨ પ્રીયા મનોર્થ પુરણુ ભણી, રચ્યું વિમાન ખેચરના ધણી; બે બેઠાં જમલાં ઉજમાળ, જે અષ્ટાપદ તીર્થ નીહાલ. ૩૩ શુદ્ધ નીર નિજ અંગ પખાળ, પહેરે વસ્ત્ર સુગંધ વિશાળ; ચોવીસે જિનવર મનિ ધર્યા, પુજી મનોર્થ પુરા કર્યા. ૩૪ અષ્ટાપદ અર્ચી નિજ કરે, આવતાં અવર તીર્થે જીન હરે; ઉતર વન વાડી વાસિકા, દુરગંધ ગંધ ગંધ આ૦યો નાશિકા. ૩૫ પુછે ખેચરી ખેચર રાય, દુર્ગંધ ગંધ કોનો કહેવાય; પુછે ખેચર મંત્ર પ્રબંધ, મુનિ મયલ પર્સેવા બંધ. ૩૬ મુખ આગલ મુનિ મુનિ વ્રત ધરી, શિળા ઉપરે કાયોસર્ગે કરી; થાપી દ્રષ્ટિ નિજ નાશિકા અંત, કર નીચા કરી રહ્યો મહંત. ૩૭ સૂર્ય કિર્ણ તપાવી દેહ, ઘોર તપે તપ છાંડી નેહ; મલિન માત્ર પરસેવો ગળે, તેણે કારણે દુર્ગંધ ઉછળે. ૩૮ ભણે નારિ ફાંસું જળસંગ, ધુપપળે અંગ ઉપાંગ; રાખે

દેહ સોવન હોય જશ્યો,તું મુનિવરનો વિણસ્યે ક-
શ્યો.૩૯ નાથ ભણે તુજ અવગુણ ભયું, મુનિવ-
ર સ્નાન ધ્યાન જળ કહ્યું; કેળવે કિમ મતિ
આપણી, તુજ પાતિક લાગ્યું પાપિણી ૪૦ તું પ્રા-
સુક આણીને નીર, મુનિવર પખાળે શરીર;
એમ કહી આણીયું જળપુર, ધોઈ પખાળી
ચઢાવ્યું નુર. ૪૧ કેસર કપુર ચંદન બાવન, સુ
ગંધ દ્રવ્ય ધ્યાલ્યા અભિધન; હર્ષિત હૃદય
ધસી ઘન ઘોલ, મુનિવર અંગ કર્યું રંગરોળ.
૪૨ મુનિવર પાય નમી પર્ધાન, બે બેઠા વ-
ળી ચઢી વિમાન; પુજવા તીર્થે મુદ ઘણો, પા-
છલી વાત થઈ તે સુણો. ૪૩ રાગ પરજીઓ.
કુસુમ જાતિ સબ પરિ હરિ, ધાઈ મધુકર શ્રેણિ;
સાધુ અંગ વિમોહિયા, વળગે બહુ ગંધેણ.
૪૪ ચિહૂં પાસે ચુંટિ ઘણું, મુનિવર સુગંધ શ-
રીર; ધ્યાન થકી ચુકું નહી, મેરૂ ગિરિ જેમ ધી-
ર. ૪૫ ચોપાઈ. ભયું તાસ એક પખંતરો, જાત્ર
કરી આવ્યો ખેચરો; ખદિર ખુંટ દવ દાધુ રા-
નિ, પુછે પ્રીયા મુનીવરને થાન. ૪૬ ખદિરખુંટ

ખેચર જોઈ કિસ્યો, મધ માખી જેમ ભમરે વ-
સ્યો;વારવાર નીહાળી જોઈ,ભમરે ભખીઉ મુની
વર સોઈ. ૪૭ ઉડાડે મધુકર મહાત્મા, ફરિ ફરિ
નદિ નિજ આત્મા; આઠ કર્મનો હુઓ અવ-
સાણ, મુનિવર પાંમ્યો કેવળ નાણ. ૪૮ આવે
ચ્યાર નિકાયના દેવ, કંચન કમલ રચે કરે
સેવ, કુસુમ પ્રવૃષ્ટિ ગંધોદક સાર; કેવળી મહિ-
મા કરે વિસ્તાર. ૪૯ ખેચરને લાગી ચટપટી,
કેવળી પાય કમળ રહ્યું લટી; ખમાવે બહુ પ-
રે અપરાધ, મેં સ્વામી દુહવ્યા તમે સાધ.
૫૦ મુનિવર બોલે કરી પસાય; મધરે ખેદ
ખેચરના રાય, તુમ-પસાયમાં કેવળ લહ્યું, દુર્ગતિ
છાંડી સદગતિ ભયું. ૫૧ મુનિવર મેલ દુગંછા
ધર્મ, ભણે પાપ બંધાઇ કર્મ; ભવિ ભવિ હોય
દુગંછા ઘણી, સાંભળરે ખેચરના ધણી. ૫૨
यतमल मयला पंक मयला, धूलि मयला नतेनयरामयला,
जे पात्र पंक मयला, ते मयला जीव लोगंमि. ५३

ચોપાઈ. કેવળી વચન સુણીશુભ
મતિ, નંદિ પાપ દુગંછા સતી; જે અપ-

રાધ કીયો મેં રોક, ભગવન તે તમે કરવો ફોક. ૫૪ મુનિવર ધર્મ સુણિ રંગ ભરે, ખમી ખમાવી આવ્યા ઘરે; મુનિ વંછિત પુગા ડોહલા; વિલસે ભોગ ભલા બોહલા. ૫૫ પ્રસવ્યો પુત્ર સમિ જસ્યો સુર, માત મનોર્થે પહુતા પુર; તાસ નામ દીઓ કલ્યાણુ, તાત તણિ નવ લો-પે આંણુ. ૫૬ પુત્ર આપણા આપી રાજ, ખેચર ખેચરી સાધે કાજ; સંયમ ગ્રહી ગયો દેવલોક સુધર્મે પ્રીયા સંજોગ. ૫૭ અમર સુખ ભોગ-વી ખેચરી, હસ્તિનાગપુર વર અવતરી, વિજ-ય સત્રુરાજાની ધુઆ; મયણાવળી નામ તસ હુ આ. ૫૮ ચઢી અનોપમ યોવન વેશ, લાછિત-ણો અવતાર નિવેશ, ચિંતે ભુપ આળસ છં-ડીયે; સયંવરા મંડપ મંડીયે. ૫૯ અંગ ૧ વંગ ૨ કલિંગ ૩ મગધ ૪ પંચાલ ૫ કુરૂ ૬ કોશલ ૭ કાસી ૮ અભંગ ૯ જાંગલ ૧૦ સંધૂ ૧૧ સોરઠ ૧૨ કછ ૧૩ કુણાલ ૧૪ ભંગી ૧૫ અછઇઅછ ૧૬ લાટ ૧૭ વિરાટ ૧૮ વિદેહ ૧૯ મલિકદેશ ૨૦ ચેદશુભનેહ ૨૧ દસનલટ ૨૨ કુશટ ૨૩

સુરસેન ૨૪ કેકીપરદેસ ૨૫ તેહ તણા તેડાવ્યા રાય, આવે આપણ લેઇ સમુદાય; માંન મહોત દેઈ આવાસ, ઉતારા આપ્યા ઉલાસ ૬૨ મ-યણાવળી કરી શિણગાર, સયંવર મંડપને દ્વાર; આવે રાજ હંસી હોય જસી, રાય રાણા ભુપતિ મન વસી. ૬૩ આગલ દાસી પાછળ બાળ, ક-ર ઝાલી કુશમાની માળ; અધિક અધિક દેખાવે ગુણી, સકળ ભૂપ મુકયા અવગુણી. ૬૪ સીધર નૃપ સુરપુરનો ધણી, બળ વાહન લક્ષમી ઘેર ઘણી; તે પાસે જઇ ઊભી રહિ, સ્વામિની ને દાસી વાત કહી. ૬૫ એ મોટો રાજા બહુ સુખી, વરો સ્વામિની ગુણ ઓળખી; પરવહ સબલ ભલા ભુપાળ, સાધર કંઠી ઠવી વરમાળ ૬૬ રાજા અંતે ઉર પરિ હરે, પ્રેમ ઘણો તે ઉ-પર ધરે; તે ફરી ફરી પીઉડા પાસે રમે, જળ વિણ મછલી ન રહે કેમે. ૬૭ દુહા. (રાગ આસાવરી સિંધુઓ.) લંકા હોય ઘર આંગણે, જો હોય અતિ રાઉ; નેહ વિહુણાં તિન પડયુ.જો યણ લાખ સવાયુ. ૬૮ ઠામ ઠામ અછઇ ઘણી,

ફુલાં કેરી જાતિ; તોહિ ભમરો માલતી, સંભારે દીનરાતિ. ૬૭ રાણી વિણ રાજા ન રહે, રાજા વિણ નવિ નારિ; પ્રેમે બાંધી પ્રાણીઆ, અન્ન વિણ જેમ સંસારી. ૭૦ કર્મ ન મુકે કેહને, તે સુણજ્યો સહુ સાધ, તાસ દુગંછા થકી હુઓ, દુર્ખ માંહી વિખવાદ ૭૧ ઢાલ. કીધાં કર્મ ન છુટે કોઇ, રવિ તળે રોળે રાયારે; કર્મ કરે તે નિશ્ચે હોયે; કર્મે ભાંણ ભમાયારે. ૭૨ કીધાં૦ મહાવીર કાને ખીલા ખોસ્યા, રામને વનવાસ આપ્યારે; કર્મે કલંક ચઢે સીતાને, કળાવતી કર કાપ્યારે. ૭૩ કી૦ મુનિ દેખિ પુરવ ભવ પ્રીઉશુ, કીધો દુગંછા જે હરિ; તાસ તરૂ ફલ ઉદય આવ્યાં, ગંધાઈ તસ દેહરિ. ૭૪ કી૦ અહિ મડું ગૌ અસ્વ મડું વળી, ગળી કુંડમાંહિ ભળીઓરે; તેહ થકિ અધિકુ તસુ અંગે, દુર્ગંધ ગંધ ઉછળેરે. ૭૫ કી૦ પ્રેમ પનોતા પ્રીઉડા પાસે, રંગભરી રમતી તાળીરે; ઘર આંગણે ચડવા દે ન કોઈ, જેમ કુતરી હોય કાળીરે. ૭૬ કી૦ સોભાગણ ફીટી દોહાગણ થઇ, તે

મુની દુગંછા જોગેરે; સુકમાલિકા પાસેથી ડુંમક
મુકી ગયો કર્મ જોગીરે. ૭૭ કી૦ મયણાવળી
રાણીને કાજે, રાજા વૈદ તેડાવેરે; અસાધ્ય રો-
ગ દેખી દુર્ગંધથી, દુરિ પલાણા જાવેરે. ૭૮ કી૦
દુહા. રાગ ગોડી વેરાડી. કર્મ પ્રતે ચાલે ન-
હી, કર્મને કેહી સીખ; હરિચંદ દુખ ધરે જળ
વહ્યો, મોઢે માંગી ભીખ. ૭૯ પાંચે પાંડવ અ-
તુલ બળ, ત્રિભોવનને નહી માનિ; તે પણ કર્મે
રોળવ્યા, રડતા હીંડયા રાનિ. ૮૦ ઢાલ અ-
ટવી ઘોર માહિ ઘર કીધો, તે માંહિ રાખી રા-
ણીરે; ચૌગરદી ચોકીને કાજે, નિજ સુભટ મું-
કયા આણીરે. ૮૧ કી૦ દુખ ભરાભર પીડિત
દેહા,ઝુરે દિવસને રાતિરે; સુભર ભર્યા ઘરમાંહી
બેઠી, કાઢી નારિ જુંનાતિરે. ૮૨ કી૦ કે મેં સં-
તાપ્યા મુંનિવર મોટા, કે મેં અનાહુત ભાખ્યાંરે
અસુભ કર્મ ઉદયથી એણે ભવ, પાપ તણાં ફ-
ળ વાપ્યાંરે. ૮૩ કી૦ દાન શીલ તપ ભાવન
ભેયા, તે મેં કાંઈ નવ લેખ્યારે; પડિકમણું પો-

સહ સામાયક, દીક્ષા લેતાં ઉવેખ્યારે. ૮૪ કી૦ ઝુરી ઝુરી નિજ પંજર માંહી, સારણ વહે નદી જેસીરે; કહો કુણ દુખ આજે દુખીયાંનું,કર્મ તણી ગતિ એસીરે. ૮૫ કી૦ ખિણ અંગણી ત રેખણ ભૂમી, ક્ષણ મુકે નીસાસરે; ક્ષણ ક્ષણ દુખ ધરે શાનારી, ખિણ ખિણ સગળા પાસારે ૮૬ કી૦ દુહા. રાગ ગોડી. ઇમ કરતાં સૂક સૂડલી, આવી બેઠાં ઝાડિ, પીઉ વચન સુણવા ભણી; સૂડલી તરે દુહાડિ. ૮૭ સ્વામી કહ્યું એક વાતડી, પરનર પરિહરિ તાતિ; દુખીઆ બહુ દુખ દેખણી, જું સુખ ભરિજે રાતિ. ૮૮

यतः ॥ एक रोगीने रागीया, ए बेउ एक सुहाय;
तो रातलडी नीगमे, जो वातलडी थाय. ८९॥
सूक कहे सांभळ प्रिये, कहुं कल्पी अवदात;
मयणावली चिंतवे मने, सांभळी सुक वात. ९०॥

ઢાળ ત્રૂટક ગોડી. સુક ભણે સુણિ નારિ, સુયસૂર ખેખરો; સુરપુર નયરનો રાજિઓ. ૯૧ સુભમતી તસનારિ, ગર્ભવતી હુઈ નારિ; તાસ મનોર્થ પુરીઓ. ૯૨ અષ્ટાપદ પ્રસાદ, જિ-

નવર પુજવા; રચ્યો વિમાન તેણે ખેખરે. ૯૨ પુજી પ્રણમી પાય, ઉત્તર વનખંડે; મુનિવર એક ઉભંભીએ. ૯૪ નાથ ભણે સુણિ નારિ, ફિટરે પાપિણી, તુજ પાતિક લાગું સહી એ. ૯૫ આણી ફાંસુ નીર, અંગ પખાલીયુ; ચંદન કેસર પુજીએ. ૯૬ ચાલો ચઢીઅ વિમાંન, અન્ય તીર્થે જીન; પુજવા પરમેશ્વરૂએ. ૯૭ મુનિવર અંગ સુગંધ, ભમરે ડસીએ; ફુલ જાતિ સબ પરિહરીએ. ૯૮ પભણે વનિતા તાસ, મુનિવર કિહાં ગયો; થાંનિક ષચર છુટ દેખિએ. ૧૦૦ પંદરમે દિન તેહ, ખેચર ખેચરીએ; પાછાં વલ્યાં તેણે થાંનિકએ. ૧૦૧ તે ભમરા ઉડાડયા તેણુ, મુનિવર દેખીએ; કેવળી કેવળ હિન કરૂએ. ૧૦૨ ખમીખમાવી તાસ નિજ ઘેર આવિયાં, ખેચરીએ સુત જાઇઓએ. ૧૦૩ આપિ નિજ પુત્ર રાજ, ખેચર ખેચરી; સુર અવતર્યાએ. ૩ તિહાં થકી ખેચરી જીવ, વિજય શત્રુ રાજા; ધરિ ભુ આપણિ અવતરીએ. ૧૦૪ મયણાવળી તસ નામ, યોવન વય્ન હુઈ; સયં-

વર મંડપ માંડીયેએ. ૧૦૫ વરીઓ સીધ્વરરાય, મન માન્યા ભણી; અત્યંત તે વલ્લભ હુઇએ. ૧૦૬ દુહા. રાગપુરવી ગોડો. મુનિવર દુગંછા થકી, પડિયો તે કર્મનો બંધ; તાસ સરીર સોહામણે, ઉછલીયે દુર્ગંધ. ૭ વચન સુણી સુડલા તણાં, સાંભરિયાં નિજ કર્મ; ફરિ ફરિ નંદિએ આત્મા, જે વલી કીયાં કુકર્મ. ૯ મયણાવળી મન ચિંતવે, એ મુઝ સકળ ચરિત્ર; શુક વચન સોહાંમણાં, સાંભળતાં સુખ રીત. ૯ ઢાળ. જંપે વળી વળી સૂડલી, નાથ કહોરે સંભાળી; સંપ્રતિકાલે સુંદરી, નિવસે કિહાં બાળી. ૫ભણે વળતું સૂડલો, પચે કરી કાળી; તુઝ આગલિ ઉભી અને, તું તો જોરે નિહાળી.૧૧૦ નારિ ભણે પેઉ સાંભળો, કેમ જાએ રોગ;જો સાત દિન જીન પુજીએ, કૃસંધ્યા યોગા. તો દુર્ગંધ દુખ ઉતરેએ સાંભળિ રહે નારિ; કનક જેસી હોય દેહડી, સૂરભી ગંધકારી. ૧૧ મયણાવળી મન ચિંતવે, ઘણો હર્ષજ આંણી; પુછે અબ નિજ વાતડી,

સુકછેરે નાંણી.એમ ચિંતવતાં ઉડીયું, શુક સાથે શુકી; સંદેહ રહ્યો નિજ ચિંત્તમે, વનિતા ત્યાં ચુકી. ૧૨ સાતદિમાં જીન પુજીયા, નિર્મળ થઇ કાયા; ઉભવ મહોછવ બહુ કરી, ઘેર આણી રાયા. અબળા ચિંતે એ કેવળી, પુછું નમી પાયા; કોણ શુક એ શુડલી, મુઝ ચરિત્ર સુણાયા. ૧૩ એહવે આવ્યા કેવળી, વનપાલ જઇ બોલઇ; સકળ લોક સંસય હરૂ, નહિ કહને તોલે. વાત સુણી સૌ આવીયું વંદન કાજે નાંણી, મુનીવરદે દેસના; વચે પુછે રાણી. ૧૪ ભગવન કહો શુક વાતડી, શુક કોણ કહાયો; પુર્વે ભવ પેઉ દેવતા, શુક રૂપે આયો. મસ્તક મુગટ કુંડલ ધરૂં, કેવળીએ સુણાયો; તુઝ આગલિ ઉભોઅ છે, દેવ માંહિ સોહાયો. ૧૫ પાસે જઈ શુડલી, મુખ બોલે વાણી; તેં ઉપગાર ઘણો કીયો, મુઝને કહે કહાંણી. વળતું બોલે દેવતા, સાંભળિ નિધારા; પડિ બોધી મુઝ માનની, તુજ એ ઉપગારા. ૧૬ સુધર્મા દેવલોકથી, ચવિયો ચિત્ત આંણી;

આજ થકી દિન સાતમે,ખેચર સુત જાણી. અ-
વતરીયો મુઝ ઓળખી, દુરગતિ ગતિ પડતો;
રાખે રાણી અબ કહું, જો છે પ્રેમ ચડતો. ૧૭
એમ કહે સો દેવતા, દેવતા માંહિ બેઠો; રાણી
પુછે ભુપને,ચિત કલમલ પેઠો.મધુર વચન બો-
લાવતી, દેવલોકના સુખ; ભોગવ્યાં બહુ પરી
પેઉડા, સંસારમેં દુખ. ૧૮ અનુમતિ આપો ઉ-
તાવળી, સંયમ શીર ધરશું; સહિ ગુરૂ વચન
સોહામણાં; સાંભળી વિનય કરશું; સબલ મો-
હરાય મોહિઓ, અનુમતિ નવિદે જે. મયણા-
વળી કેવળી કને, દીક્ષા પડી વજે. ૧૯ નયણે
જલહલ વર્સતો, અનુમતિ દે રાયા; મયણા
વળી દીક્ષા લીએ, પ્રણમે ગુરૂ પાયા. ધર્મ સુણી
ઘેર આવીઓ, ખિણુ ખિણુ સંસારે; તપ જપ
સંયમ આદરી, આર્યા કુળ તારે. ૨૦ એક દિ-
વસ મયણાવળી, નિજ આશ્રમ દ્વારે; નિશ્ચલ
ધ્યાંન ધરી રહી, રજની અંધારે. પુર્વ પા-
તિક તોડતી, છોડતી મોહ માયા; આળસ
અંગે પરહરી, માંડયા મુગતિ ઉપાયા. ૨૧

દુહા. ખેચર ઘર સુત આવીઓ, દીયો મયં-
ક તસ નામ; નવયૌવન ભરિ અભિનવું, અવ
તરીયો જાણે કાંમ. ૨૨ ચોપાઇ. કુમર ભણે
સાંભલ સાધવી, આશી વાત માંડી અભિ-
નવી; ભોગવિ ભોગ પીયુ પરે કહે, નવયૌવન
ભર લાહો લહે. ૨૩ દિવ્યરૂપ અંગે ધરી,
ચઢયો વિમાન અભિરામ, જીણે થાંનક સાધ-
વીઅ છે; આવ્યો તેણે ઠામે. ૨૪ હુ છું
ખેચરનો પતિ ભલો, મયંક નામે જાણે ગુણ
નિલો; પાણીગ્રહણ કરવા સાંચર્યો, રયણમાલ
કુંવરી અણુસર્યો. ૨૫ ચઢી વિમાન બેસે તું
આજ, તું રયણમાલા મુજ કેશું કાજ; મનવચ-
ન હું પ્રેમિ મલું, તુજ લેઈ ઘેર પાછો વળું.
૨૬ લાલચ વચન બોલાવે સતી, કુમરિ ચિત
ભીન્યું રતી; ચલાવિત ચલે બાલિકા, જેમ
મેરૂ પર્વત ભૂલિકા. ૨૭ જીમ દેખાવે મદનવિકાર,
તેમ તેમ ઉજલ ધ્યાંન અપાર; જેટલા ઉપ-
સર્ગ કરે અચાંણ, તેટલે પામ્યો કેવળ નાંણ. ૨૮
આવે દેવ ક્રોડા કોડિમળી, કંચણ કમળ રચે

મન રાજી; તે ઉપર બેઠી ભગવતી, બાળી આઠ કર્મ સુભમતિ. ૨૯ વિસ્મૃત -હૃદય થયો ખેચરો, ભગવતિ ઉપદેશ દીએ તે ખરો; પુર્વભવ સંબંધી હુ આ, ખેચર ખેચરી નામે જુઆ. ૩૦ સંયમવ્રત પાલી દેવતા, સૌ ધર્મે દેવલોકે હતાં; તિહાં થકી ચવીતું ખેચરો, પુર્વભવ સંભારી ઠરો. ૩૧ છાંડી મોહ સાંભળ જીનધર્મ, મોહ રાગ બાંધે બહુ કર્મ; કેવળી વચન સાંભળીયાં જીસે, પુર્વભવ સાંભરિયો તિસે. ૩૨ ઉપંમર રાઝીલે ફરી ફરી, ક્રોધમાન માયા મદ હરી; સંયમ લેવાને નિજ કરે, આપે કેશ ઉપાશિરે. ૩૩ વિમલ કમલ જે ભમરે ગ્રહ્યો, તિમ કેવળી પદ ઝાલી રહ્યો; વાર વાર મુખે ઉચરે, તે પ્રતિબોધી સગપણ ખરે. ૩૪ કેવલી પાસે દીક્ષા આચરી, પાળે તપ જપ સંયમસિરિ; ભવજળ નિધી પાર ઉતરી, સહજે મુગતિ વનિતા વરી. ૩૫ મયણાવળી કેવળી પરજયાય, પાળીને શિવપુર માંહિં જાય; સુણજ્યો સકલ સંઘ જયકાર, પહેલો સુગંધ પૂજા અધિકાર. ૩૬ પ્રીતિ

વિમળ ક્ષેમપુરમાંહિ કવી, અષ્ટપ્રકાર પુજા સુ-
રગવી; ભણતાં ગણતાં સંપતિ મલે, સાંભળતાં
મહામનોરથ ફલે. ૩૭ ઇતિ પ્રથમ પૂજા આષ્ટ-
કાર સંપૂર્ણ.

દુહા. કંદરૂક કૃષ્ણા ગરૂ, ધૂપ ઘટી વરધૂપ,
જે પૂજે જિનવર સદા, તાસ પુજે સૂર ભૂપ. ૧
વિણયંધર કુમર પરે, ધૂપ ઉખેવે જેહ; સાતમે
ભવેશિવ સંપજે, તાસ પુજે સૂરદેહ. ૨ ચોપાઈ.
પોતનપુર રાજા બહુરસિંહ, અરિગજ મર્દન
જસુસીંહ; અંતે ઉરમાંહિ તસ પ્રિયા, કમળા
બીજી વિમળા સ્ત્રિયા.૩ એક સમે વરરાણી બેહ,
જનમ્યા પુત્ર મનોહર તેહ; કમળ નામ કમળા-
કીઓ, વિમળ નામ વિમળાદીઓ.૪ એક દિન
બેઠેરાય સસંદિ, મેલી સેઠ સેના પર્ખદિ; દુર
દેશ થકી આવીયો, જ્ઞાનવંત એક નિમિતિયો.
૫ જાણે વાત છતી અછતી, જાણે સર્ગમાંહિ
જે હતી; જાણે સકલ ભૂમિકા તેહ, પુછે તસ
ટાલે સંદેહ. ૬ જાણે મન તણી તે વાત, જાણે
દેવ તણા ઉતપાત; જાણે નરનારી બેહુ મતા,

જાણે લક્ષણ અંગે છતા. ૭ જાણે જુદ્ધ જય સંવાદ, જાણે શિહુન તણા સબ નાદ; જાણે સરસ કથા કેવલી, જાણે વાત વિગત મેળવી. ૮ જાણે વૃષ્ટિ અવૃષ્ટિ સુભષ્ય, જાણે માત પિતાના પષ્ય; જાણે દુર્જન સજન સેવ,જાણે આઠ નિમિત્ત કહેવ. ૯ પુછે ભૂપ લગન ધરી જોય, સમરે એક પુત્ર જાયા દોય; કમળ વિમળ માંહે સુણ, રાજ ધુરંધર હોસ્યે કોણ. ૧૦ લગન જોઈ બોલે સમકાલ, વિમળા ઉદર ઉપન્યો બાળ; રાજધુરંધર હોસ્યે લહી, કમલા પુત્ર પણાસે સહી. ૧૧ વચન સુણી રાજા મન બળે, છાંનો કોપાનળ પરજળે; નિજ સેવક તેડાવે પ્રાહિં, કુંમર મુકાવો અટવી માંહિ. ૧૨ સેવક એક થયો છુટીઓ, કમલા અંગ થકી ઝુંટી ગયો; દશ દિન બાળ ઉપર ચુકીઓ, અટવી માંહે મુકીઓ.
દુહા. રાગ સોરઠી મારૂણી. વન માંહિ મુકી બાળને, આવ્યું રાયને અંત; બાળ તણી વાત કેલવે, ખિણ માંહિ થાસે અંત. ૧૪ સેવક વચન સુણી ભયો, જયું શ્રાવણનો મેહ; ભરી લો-

ચન ઠાલવે, ખિણુ ખિણ દાઝે દેહ. ૧૫ ઢાળ. કમલા એણીપરિ વિલવલે, માહરો બાલુડો કુણે દીઠોરે; અંક થકી ઉલાલીઉં, પુત્ર અંધારે જઈ પેઠોરે.૧૬ ક૦ દીનમુખી કિરલાઇએ ધરણી પડી ધર સૂકેરે; પુત્ર પુત્ર મુખે ઉચરે, ક્ષણ નીસાસા મુકેરે. ૧૭ કમ૦ બોલાવી બોલે નહીં, ગ્રથિલ થઈ સાનારીરે; પુત્ર સોભાગી સંભારતી, બેઠી ગતિ મતિ હારીરે. ૧૮ ક૦ હંસ ચકોર સારસ સૂકા, મોર તણાં બાલ દાખ્યાં રે; પૂરવ ભવમે કામની!, ક્રીડા કારણ રાખ્યાં રે. ૧૯ ક૦ બાલને કુણ ખેલાવશે, કહો કુણ સ્તનપાંન પાસેરે; પાલણડે પોઢાઢીને, હાલરૂઆં કુણ ગાસેરે. ૨૦ ક૦ કમલાપુત્ર વિજોગણી, સઘલો નયરરો આવુરે; રાણી રાજા દુખ ધરે, તોહે પુત્ર ન આવ્યોરે. ૨૧ ક૦ દુહા. રાગ રામગરી. ભારંડ પંખી એક આવીઉં, પડ્યો દીઠો બાલ; માંસ વિરાંસે સંગ્રહ્યો, ચંચ પુટે સમકાલ. ૨૨ અવર આકાશે પંખીએ, કરીઉ જુધ સરૂપ; ખસીઉં ભારંડ ચંચથી, બાલક પડીઉં કુપ. ૨૩ ચોપાઇ. કુઆ

વાત કહું અભિનવી, પૂર્વે પડીઉં છે માંનવી; પડ્યો બાલ ગ્રહ્યો ભુજ દંડ, ઢાંકયો વસ્ત્ર તણો લેઇ ખંડ. ૨૪ ચિંતે બાલક કેમ જીવશે, કુંણ માતનું થાંન પીવસે; દસ દિન બાલકનુ દુખ ભયુ, આપ તણો દુખ વીસરી ગયુ. ૨૫ એહવે આવ્યું સુધણ નામ, સારથ વાયુ તેણે ઠામ; બાળક ભુખ ભરયુ ટલવલે, કંઠે વળગીને વલવલે. ૨૬ કરૂણા સાદ સાંભલીને સોઇ, સારથ વાહ કઢાવે દોઈ; પુછે વાત પડ્યું કેમ કૂપ, કોણ બાલક રે કસ્યું સ્વરૂપ. ૨૭ ભણે પુરૂષ સાંભલ સારથવાહ, મુઙ ધરે દારિદ્ર દુખ પ્રવાહ; ધનને કાજે ઘણું રડવડે, લાગી તરસ કુપમાંહિ પડે. ૨૮ ગગન થકી પડતો સુકમાલ, અવતું એ મેં ઝાલ્યું બાલ; ધન વર્જિત પાલું કેમ નાથ, આપું હું તું મ્હને ધરો હાથ. ૨૯ બાળ લેઈ આવ્યો નિજ ઘરે, આપ્યો પુત્ર કરી પ્રીત્યા કરે; દેઈ દાન દુખીઆને ઘણું, દારિદ્ર દુર કર્યું તેહ તણું. ૩૦ દીઉં નામ વિણચંધર તાસ, વાધે દિનદિન લીલ વિલાસ; અનવર સેઠ પ્રયાણું

કરી, આવ્યો નિજ કંચણ વરપુરી. ૩૧ દીસે પુત્ર સરિસુ બાલ, માત પિતા ધરે પ્રેમ રસાલ; તોહે લોક બોલાવે ખરો, સારથવાહ તણો કિંકરો. ૩૨ લોક વચન સાંભળી કુમાર, ખેદ ધરે મનમાંહિ અપાર; પરઘર વાસી માનવ જેહ, કહુ કિમ નવિ દેખો તેહ. ૩૩ એક દિવસ રમતુ રંગભરે, એ હુતો જે જીનવરને ઘરે; સુણી વાત સાહને સંગ, ધૂપ ઉખેવે જીનવર અંગ. ૩૪ દુહા. કંદરૂકવ કૃષ્ણા ગુરૂ, ધુપ ઘટી વર ધુપ; જે પુજે જીનવર સદા, તાસ પજે સુર ભૂપ. ૩૫ ચોપાઈ. મુનિવર વચન સુણિ મન ધરે, તે ધન જે જીન પુજા કરે; જિહાં નરમાલ મલિક નહીં હછિ, તે પણિ સહી કહે અસમછિ. ૩૬ જીન પુજાવિણ પરઘર કામ, કરે માંનવી છાંડી માંન; જિન પૂજાવણ ખંડે દલે, જિન પૂજાવણ નિવસે ફલે. ૩૭ જિન પૂજાવણ મોટા વંક, જિન પૂજાવણ થાયે રંક; જિન પૂજાવણ એહવા સુખ, પરભવ પોહાં પાંમે દુખ. ૩૮ જિન પુજા વિણ કેવલી કહે, પરઘર પાંણી ઇંધણ વહે; જિ-

ન પૂજાવણ ચાકર રહે, તું નવ ભોજન પુરા લહે. ૩૯ દુહા. પુરે હાથેન પુજાયા, છતે ન દીધું દાન; તે કેમ પામે બાપડા, ધન યોવન સનમાન. ૪૦ ઇમ ચિંતવતાં આવીઉ, વિણયંધર વર રૂપ; એહવે સુગંધિક વેચતા, શેઠે લીધું ધૂપ. ૪૧ ચોપાઈ. સથ્થવાહ પડી બાંધી દોય, વિણયંધર મુખ આગલ સોય; બાંધવને આપી એક પુડી, કુમર તણે હાથે એક ચડી. ૪૨ નિરખે કર ધરી કુમર મહંત, હર્ષિત વદન હસ્યો ગુણવંત; સંધ્યા સમય થયો જેટલે, વળી આવ્યું જિન ઘર તેટલે. ૪૩ પાય હસ્ત પખાલ્યા નીર, વીંટયું વસ્ત્ર અખંડ શરીર; વદન કમલ દીધુ મુખવટ્ટુ, ધૂખે ધૂપ સુગંધ કટુ. ૪૪ ધૂપ ધૂઆળે ગગને ગયો, વિણયંધર નિશ્ચય થઈ રયો; જબલગે ધૂપ આડાથાગ, વલગે ચલવું નહીં મુજ લાગ. ૪૫ એહવે જક્ષને જક્ષિણી પાસ, ભણે ગંધ આવી આકાસ; રહ્યો માનવી નીશ્ચે કરી, જિનવર વદન નિહાલે ફરી. ૪૬ બાળકરૂપ પ્રતજ્ઞા બકી, ચલાવું નિજ થાનક થકી; વિષધર

રૂપ કરી ધાવીઓ, મેલા વચન થકી આવીએ. ૪૭ ફણા ટોપ ફુંકુ તુંખાય, નાઠા લોક પલાણા જાય; વિણયંધર બીતો નહીં રતી, દાઝે ધૂપ ધરે ધીરમતી. ૪૮ ચિંતે નાગ ચલે નહી બાળ, તાસ અંગ વીંટુ વિકરાલ; પીડે ભીડે કરે હાડ ફોડ, રોમરોમ મુકે મુખ ચોટ. ૪૯ ધ્યાન થકી ચુકું નહી ધીર, ત્રિસલાનંદન જ્યું માહાવીર; જક્ષ્ય થઈ બોલે બોલ ભલા, તુજને તુઠ ઉરે ગુણ નિલા. ૫૦ માગ્ય માગ્ય વર આપું તુજ, ગુણ દેખી હસ્યું હૈયુ મુજ; પભણે કુંમર વચન એક ભલું, તુજ દરિસન મુજ સબ પહુતલું. ૫૧ જક્ષ ભણે સાંભલરે બાલ, ઉત્તમ વચન હોયે નવિહાલ; બિષધર બિષ નાસન એ મણિ, કુમર હાથ આપ્યું ગુણ ધણી. ૫૨ માગી કુમર નિજ મન નીરલી, તુજ આપું માગે તે વલી; જો આપેછે વર તાહરો, તુ પ્રગટ કર આજ કુલ માહરો. ૫૩ કુમર કહે અવધિ ધરી જોયુ, એટલે જક્ષ અદરશાન હુયુ; વણયંધર જિણવરના પાય, પ્રણમી સ્તવન કરે બહુ ભાય. ૫૪ જેહ

ધૂપ બાંધવ આપીયુ, તે જઇ ચડી ઘેર થાપીયું; ધૂપ એક પણ અંતર જુયું, એકને રાજ્ય એકને રોટ્ટ હુયું. ૫૫ દુહા. સ્વામી મુજ અનાણ ગુણ, ગુણ ગણવા અસમથ્થ; તે પણ પુન્ય સુજને હજો, જે પ્રભુ પુજે સમથ્થ. ૫૬ જિમ મધુકરનુ રંગલું, લાગ્યું માલતી સંગ; તેમ સ્વામી તુહ ચરણડે,લાગ્યું મુજને રંગ. ૫૭ જિનવર પાય નમી નમી, આવ્યો કુમર નિજ ગેહ; કિયો કૃતાર્થ આતમા, પુણ્યે સિંચી દેહ. ૫૮ ચોપાઈ. સુણજ્યો વાત નગર માંહિ છતી, રયણરથોનામ ભૂપતી; કનકવતી નામ પ્રીયા સતી, તાસસુતા છે ભાનુમતી. ૫૯ ઘણા પુત્ર ઉપરે અવતરી, માત પિતાને વલભ ખરી; એક દિન પોઢો નિંદ્રા તરી, સર્પડંક દીઓ ઉદીરી. ૬૦હાહાકાર હુવો કિંની ઘરે, કોલાહલ કીયો અંતેઉરે; ભાનુમતી જેણે થાનક વસી, સુણિ વાત રાય આવ્યો ધસી. ૬૧ ફરી ફરી બોલાવે તેણિ વાર, ન દીએ ઊતર રાજકુમાર; મલીમીટિ સુકો કાઠ જસ્યું, ધરણી તલે ઢલીઓ રાયતસ્યુ.

૬૨ ધરણીનાથ ભયો ગાત્ર ભંગ, ચંદન જલ સિંચિત સઅંગ; પુત્ર તણા વીજે વીંજણા, ભૂપ અંગ વાલી ચેતના. ૬૩ મંત્ર તંત્ર જાણિ જે ઘણા, આદર કરી તેડાવે જના; વિષ વ્યાપ્યું કાયા તસ ફરી, મંત્ર જાણ મુકે પરહરી. ૬૪ ચંદન કાઠ તણી કરી ચિતા, તે ઉપરિ બેસારે પિતા; હાહાકાર થયું તિહાં ઘણું, પછે વાત થઈ તે સુણું. ૬૫ પણે અવસર વિણયંધર વીર, નગર થકી આવે તસતીર; કોલાહલ સાંભળ્યું નિજ કને, રાજ લોક ટલવલે પ્રેતને. ૬૬ તુપછા નગરીનુ લોક, કોણ કારણ એ પાડે પોક; રાજકુંવરીનુ કહ્યું વ્રતાંત, વિણયંધર તે સુણે એકાંત. ૬૭ કુમર ભણે સાજી કરૂં આજ, વેગે જઈ સંભળાવો રાય; તતક્ષણ જઈ ભૂપતિને કહ્યું, હરખે હૈયુ ટાઢુ ભયુ. ૬૮ વણયંધર તેડાવ્યો રાય, મંત્ર તંત્રના કરો ઉપાય; આપુ તુજને લક્ષ્મી છતી, અર્દ્ધ રાજને ભાનુમતી. ૬૯ દુહા. રાગ કેદારો ગુડી. કુમર ભણે સાંભલો નૃપ, પરહરો સબ બિખવાદ; તુજ પુત્રી ભાંનુમતી,

આપ કરાવું સાદ. ૭૦ કઠિન કાર્ય સિધ્ધાં પછી, જે કરીએ તે ન્યાય; અણુવેઢ્યે કેમ આપીએ, વેઢ્યે દાન દેવાય. ૭૧ ઢાલ. ચિતા થકી ઉપાડી ભૂપાળ, કુમર સમીપે આંણી બાળ; છગન લીંપાવી છાંટણા કીજે, સરસ કુસમ ચોખા કર લીજે. ૭૨ મનમાંહિ સમરી જક્ષસ ધીર, સરસ કુશમ બહુ છાંટે શરીર; નિજ મણિ જલ માહિ ધોઈ પાઈ, કુમરી શરીર થકી વિખ જાઈ. ૭૩ વિકસત લોચન ચિંહુ દિસે પેખે, મલી આ નગરી લોક અલેખે; તતક્ષણ અંકબે સારે માત, મધુરી વાણી બોલે તાત. ૭૪ સર્પે ડસી હુઇ ગત પ્રાણ, હાલે ન ચાલે કાઠ સમાંણ; ધોઈ પખાળી મણિ જલપાંન, એણે કુમરે દીધુ તુઝ જીવતદાંન. ૭૫ ભાંનુમતી જીવી સુખ પાયું, સબહિ લોક મન હર્ષ ન માયુ; ઓછવ મહોછવ રાયે કર્યો, કુમરી કુમર લેઇ ઘેર આયો. ૭૬ એહવે નિજ ઘેર તેડી પૂછે મંત્રી, વિણુયંધરને દીજે પુત્રી; વલતુંરે બોલે મંત્રી વિચાર, કર્મ કરો એહનો અવતાર. ૭૭ એહની શુદ્ધિ જાણે

સછવાહ, ઘેર તેડી પુછે નર નાહ; હું નવિ જા-
ણું એહની શુદ્ધિ, પૂત્ર કરી રાખુ નિજ બુદ્ધિ.
૭૮ દસ દિન બાળક પડીઉ કૂપ, દલદ્રી પુરૂષે
આપ્યુ રે ભૂપ; વાત સુણી વિણચંધર કેરી,
ભુપને ચિંતા અધિ કેરી. ૭૯ કુળ પાખે કેમ
દીજે ધુઆ, મોટે કારણે સબંધ હુઆ; એમ
ચિંતા ડોલે હીંચે હઇયું, જો નવિ દીજેતો થુકીને
ગલીઉ. ૮૦ જક્ષ ભણે ભૂપ અકહ કહાંણી,
એહની ઉતપતિ સબ મેં જાણી; પોતનપુર વિ-
જયસિંહની રાંણી, કમલા વિમળા દો પિછાંણી.
૮૧ કમલા રાંણીનો સુત થાય, અટવી માંહિ
મુકાવ્યો રાય; ભારંડપંખી ઉપાડી લીધુ, બીજે
પંખી ગગન યુધ્ધ કીધુ. ૮૨ ચાંચ થકી પડતુ
જલ કુપ, આગલી વાત સાંભળીએ ભૂપ; કુપ
માંહી નર પડયોછે આગે, ઝાલુરે બાળક ભા-
ગ્ય જાગે. ૮૩ સારથવાહને આપ્યુ તેણે, બા-
ળક લેઈ આવ્યું પુર એણે; એમ કહી જક્ષ
જાઈ જુએ, રાજાને મન આનંદ હુવે. ૮૪ દુહા.
રાય ભણે મંત્રી સુણો, એ મુજ ભાણેજ હોય;

કમળા ભમની માહરી, હે વિમાસી જોય. ૮૫ ઉછેરસ્યું નિજ નંદને, પરણાવી ભૂપાળ; વિણયંધરને વેગશું; ભાંનુમતી વરબાળ. ૮૬ અરધ રાજ તણો ધણી, હુઓ તે વંસ પ્રગટ; દાસપણું દુરે ગયું, તે જીનપૂજા માટ. ૮૭ ચોપાઈ. તાત તણોનિ સુણી ત્યાં દોસ, વણયંધર પોહોતો બહુ રોસ; મેલી સબલ કટક ખંધાર, આવ્યો પોતનપુર સીમાલ. ૮૮ વામ અંગ ફુફુક માયા વલી, વાંમલોચન કહેવાય; અરધ સીસ ફરૂકે ઘણું, વામુ વિનિતા કમલા ઘણું. ૮૯ તાત વાત નવિ જાણે કસી, કટક પરાવી આવ્યા ધસી; આજ નહી કમલો મુજ સીહ, પુત્ર વિના કેમ રાખુ મહી. ૯૦ પિતા પુત્ર માંડયો સંગ્રામ, યોધે યોધ દેખાવે ધામ; બાંણે બાંણ સંઘાતે સૂદ્ધ, હાકે ડાકે દીસે ક્રૂદ્ધ. ૯૧ એક સાંજિ સાંજિ સૂધા ભટા, કુંત કુંત સુઝુડે કટા; મુછ મરડી ઉવે એક વલી, એક પડતા ધરણી તલે ઢળિ. ૯૨ પાયક સાથે પાયક લડે, ઘોડા સાથે ઘોડા ભડે; હાથી સાથે હાથી એક, રથ સુરથ અડકાવે

છેક. ૯૩ પિતા બાણ મુકેછે બહુ બલે, આવી વાગ્યું વક્ષસ્થલે; પતિ યુધ્ધ ચુકયો રાય અરી, કેવલી વાત કહે પાધરી. ૯૪

यतः मगाइषगांफुरसि । हगीउकागोसिरेणसंधेण ॥ सुंदरीकागोनमूउ । मुउंसोत्रयगचूक्कत्राउ. ९५

ચોપાઈ. કાઢી બાણ વક્ષસ્થલ થકુ, ચિતે કુમર દીઉ મુજ ધકું; વિણયંધર મુકે પછે બાણ, છેદે છત્ર તણુ અવસાણ. ૯૬ કોપ્યો તાત તણે કોદંડ, કરડે મરડે મુંછ પ્રચંડ; જક્ષરાજ થંભે ભુજ દંડ, ચિત્રામણ અલેખે પિંડ. ૯૭ ચંદન ઘોલ ઘસી ઘનસાર, ખરડે અંગ કરે ઉપચાર; વિણયંધર બોલે બહુ વંક, ખરડો આંણી અસુઈ પંક. ૯૮ એમ ટાલી જાસ્યે નહી તાપ, અભ્યંતર લાગ્યું સંતાપ; જક્ષ ભણે નવિ કીજે પાપ, બ-યરસિંહ નામે તુજ બાપ. ૯૯ જક્ષ જે એણિપરે ભાખીઉં, કઠિન બોલ વચન રાખીઉં; સાંભળિ ભુપ વચન માહરો, એ છે પુત્ર કમલા તાહરો. ૧૦૦ દુહા. વચન સુણી જક્ષરાજના, પિતા ભર્યું આનંદ; પુત્ર ખમાવે તાતને, લોચન ભરી

જસ્બિંદ. ૧૦૧ કમલા અંગે આપણિ, વછુટે ધણખીર; સેધન્યા નારી ભણે, જેણે પખાલ્યું નીર. ૧૦૨ ચોપાઈ. ઉછવ શું રાજા દેઈ રાજ, સુંદર સંયમ લેવા કાજ; બાછે નહી કમલ ઉ-સંવરી, વિમલાને આપી રાજસિરી. ૧૦૩ કમ-લાતણું રાજ્ય છે જેહ, સારથવાહને આપે તેહ; દીક્ષા લઈ પિતાને સાથ, વિજયસૂરિ સુહુ ગુરૂને હાથ. ૧૦૪ સંયમ પાલી ગયા દેવલોક, ચોથે સુખ ભોગવે દોઈરોક; તાતચવી ખેમંપુર માંહિ જાય, પુણ્યચંદ નામે હુયો રાય. ૧૦૫ વિણયંધર પુત્રનો જીવ, ખેમંકર સેઠે કુલદીવ; વિમલામતી કુખે અવતર્યો, ધૂપ સાર નામ તસ ધર્યો. ૧૦૬ નિરમળ દેહ ધૂપ પરે ગંધ, ગંધાઈ તસ સબલ સુગંધ; વાસે બહુ દશિ ચતુર મહંત, જાણે ચાલી આવ્યો વસંત.૧૦૭ જે નર આવે રાય નજીક, તાસ વસ્ત્ર ગંધાય અધિક; પૂછે ભૂપ વસ્ત્ર ગંધ ખણુ, એહવું કિહાં ધૂપ ધૂપણુ. ૧૦૮ નગર લોક ભુપતિને કહે ધૂપ સારના વસ્ત્ર મહિમહે; તાસપાસ નર બેસે જેહ, સુગંધ વસ્ત્ર

ગંધાઇ તેહ. ૯ સુણી વાત રાજન ચમકીઓ, મેલાં વસ્ત્ર ધુપાવન ધાયો; અંતે ઉર તેડાવી સહુ, આપી વસ્ત્ર ધૂપાવ્યાં બહુ. ૧૦ વસ્ત્ર ગંધ અધિક અનુસરે, રાજા મન મછર બહુ ધરે; તેડાવી પુછયુ ધૂપ સાર, તે કયાં પાંમ્યું ધૂપ ઉદાર. ૧૧ ધૂપ સારપ ભણે સીસ નાંમિ, એહ ગંધ ધૂપ તણું નહી સામિ; મુજ દેહ થકી સ્વભાવીક કહ્યું, સરવ પુણ્ય તણે બળે લહ્યું. ૧૨ સુણી વાત રાય કોપે ચઢયો, તાસ અંગ વિષ્ટા શું મઢયો; નગર માંહિ એણિપેર ફેરવું, ભણે ભૂપ નાસે ધૂપ રવું. ૧૩ પૂરવ જન્મને જન્મણી હોય, માનવભવ પામીને સોય; જિનવર ધર્મ લહી સેવતા, નરભવ ભોગવી સુર ઉપના. ૧૪ એહવે અવધિ જોઇ સુરરાય, કેવલી મહિમા કરવા જાય; ખેમપુરી આવ્યું જેટલે, ધૂપ સાર દીઠો તેટલે. ૧૫ પૂરવભવ દેખી દેવતા, વિણયંધરના ગુણ જે હતા; ધૂપ સાર ઉપર મન ધરે, કુસમવારિ તણી વૃષ્ટિ કરે. ૧૬ સુગંધ ગંધ અધિકું ઉછલે, સકલ લોક નગરીનુ મળે;

અઢાર ભાર ફુલે ભાવીઓ, જાણે વસંત માસ આવીઓ. ૧૭ એવે સમે સુણી સુલતાન, ધૂપ સારને દે સનમાન; ખામે ફરિ ફરિ ગુણ બોલતું, કુમર શરીરે સહિ જે છતુ. ૧૮ વળતો કુમર ભણે નરનાહ, મ ધરે ખેદ નહી તુજ અવ રાહ; પૂરવ કર્મ સંયોગે મળ્યા, દુખ સુખ નર પામે પાછલા. ૧૯ દુહા. ઉત્તમ અતિહિ પરભવ્યો, હૈયે ન આણે ડંસ; છેદ્યો ભેદ્યો દુહવ્યો, મધૂરો વાજે વંસ. ૨૦ આપ તણા ગુણ ઢાંકીએ, પરગુણ કરે પ્રગટ; પ્રીતિ કરે પરનાકીઆં, શાસ્ત્ર વખાણે ભટ.૨૧ચોપાઈ.અસંખ્યભાવ્ય ચરિયંત દેખ, ચિંતે ભુપ સુકૃત સંલેખ; ધૂપ સાર તણું અંગવાસ, પૂછુ જઈ કેવલીને પાસ. ૨૨ નિજ પરિવાર સહિત સંચરયો, ધરણીધ્રર સંદેહે ભર્યો ધૂપ સાર સાથે મન રંગ, જઈ બેઠો કેવલી સંગ. ૨૩ ધર્મ સુણી કેવલી પુછીયા, ધૂપ સાર સુરભે દે કીઆ; પૂરવભવ કીધું એણિ કસ્યું, મેં ખરડ્યો વિષ્ટા સું અસ્યું. ૨૪ પભણે કેવલી કેવલ નાણ, આ ભવ થકિ ત્રિજે ભવી જાણ; જિન

આગલ ઉખેવ્યું ધૂપ, તે માટે તેનું સુગંધ સ્વરૂપ. ૨૫ સોભાગી ભોગ ભાગી ભયુ, કુસમ વૃષ્ટિ મહિમા જસ કહ્યું; ભવ પાછલે પુત્રજ એહ, સાંભળિ નૃપ સાવધાંન સંદેહ. ૨૬ જેમ પિતા પુત્ર માંડયો સંગ્રામ, કડગુ વચન બોલ્યો તુજ તામ; પોતનપુર વર થકી મુનિ કવે, સુણી વાત કુંમર ચિંતવે. ૨૭ સાંભર્યો પુરવભવ આપણો, જિનવર ધર્મ ઉપર ભાવ ઘણો; નરપતિ સાથ કરી સંચરે, કેવલી કન્હે સંયમ શિરી વરે. ૨૮ વિચરે મુનિવર મહિમાવંત, શાંત દાંત અને ખિમા અનંત; તપ જપ સંયમ પાલી સદા, પોહોત્યો પ્રથમ ગ્રૈવેકે તદા.૨૯ તિહાં થકી નર સુરભવ અંતરે, સત્તમભવિ મુગતિ અવતરે, સુણજ્યો સકલ સંઘ જયકાર, બીજે ધૂપ પૂજા અધિકાર. ૩૦ પ્રીતિ વિમલ ક્ષેમંપુર માંહે કવી, અષ્ટપ્રકાર પૂજા સુરગવી; ભણતાં ગુણતાં સંપતિ મળે, સાંભળતાં મહા મનોરથ ફળે. ૩૧ ઇતિ દ્વિતીય પૂજા અધિકારઃ સંપૂર્ણઃ

દુહા. જિનવર આગલ પૂજત્રિણિ. વઇ-

અખંતચોખ. સૂકયુગલ તેહની પરે પાંમે તે શિવ સુખ. ૧ જ્ઞાન દરશન ચારિત્ર દ્રૂઢે, ત્રેવડે ત્રણે પૂંજ; આગલ્યે ભવ તે માનવી, લાભે તે મતીસ્યુજ. ૨૨ ચોપાઇ. ભરતક્ષેત્ર માંહિ સિરીપુરં, તે બાહિર એક વન ખંડવરં; અંબ નીબખ દિરધવ ધરં, કરીર કદંબ કોકિલા સ્વરં. ૩ નાલિ કેરિ નારંગી પત્ર, દીસ્યે વારૂ વડલા છત્ર; સાલરીને સોપીરા તણા, રાણિ રૂપછે રળીઆમણા. ૪ ખ્યારેકર કજુરીના વાડ, અદભૂત ઉંચા સોહે તાડ; દમણુ જાઇ જુઇ માલતી, વાલું વેલિ વેલિ વાસતી. ૫ ચંપક ચંદન કુંલી, દ્રાખ તણા મંડપ માંહિ ભેલી; તે વનમાંહિ જેસ્યુ કૈલાસ, રૂખભદેવ તણો આવાસ. ૬ તે આગળ સુંદર સહકાર, અછે પક્ષી તણો આધાર; નિવસે સુક યુગલ તહાં એક, કરતું ક્રીડા જલ અભિષેક. ૭ વિષય સુખ લપટાંણા રહે, રંગ ભરી દીન જાતું નવિ લહે; મનોરથ મન તણા સંપન્ન, સૂડલાને આધીન ઉપન્ન. ૮ એક દિન બેઠી અંબલા ડાલિ, ખાંતિ ભઇ ખાવાને

સાલિ; વિનય વિવેક કરી દાખીઉં, સીસ ન-
માવી પિઊ સાખીઉં. ૯ સિરીકંત રાજાને ખેતિ.
મનોહર સાલિ સુંદરછે સ્વેત; તાસ તણા સાલ
સાલ લેઇ વલ્યુ, ચુણી ચંચ પુરૂ દોહલ્યુ. ૧૦
પંખી પભણે સુણ પંખીણી, સાલિ ખેતનુ સી-
રિકંત ધણી;જુઆંણુ એક સાલિ સાલુઓ,તાણી
બાણુ વધે તાલુઓ.૧૧પંખીણી ભણે કાયર અ-
ધમો, મેં નવ દીઠો કો તુજ સમો; નીજ નારી
મરતી મૂકીએ, પોતે જીવીને લોભીએ. ૧૨
એક સજન મુકી સંચરે, નારી પરહરીને પેટ
ભરે; વેલા વસ્યે ઉંડે નિજ હાથ,તે કાયર કહીયે
પ્રાણનાથ. ૧૩ તાસ વચન સાંભળી ભયુ સૂર,
ફેરવે નિજ કાયા બલપૂર; સાલિખેત્ર માંહિ
જઇ લીએ, દયિતાને મંજરી આપીએ. ૧૪
એણિપેરે તેહ સાલીનાં સીસ, નારીને આપે
નિશદીશ; ચતુર નર ચાંણાખ્ય કહી, ચાખી
વસ્તુ મુકાએ નહી. ૧૫ એક દિવસ રાજા પર-
વરયો, સાલિખેત્ર જોવાને ફરયો; ખુણુ ખેત્ર
ખાધુ પંખીએ, ફરી ફરી નિરખે રાય અખીએ.

૧૬ પુહવીપાલ પૂછે સાલિપાલ, વિહંગ વિણાસે ખેત્રની સાલ; સાલીપાલ પભણે સીસ નામિ, સાલુ સુક વિણાસે સ્વામિ. ૧૭ ચહુદશિ રહુ ચઢાવી બાંણ, તોય તે રયું ન ચાલે પ્રાણ;હાંકુ ડાંકું રાખું પાલિ, પ્રાણિ પખાલુણી જાય સાલિ. ૧૮ દુહા. વલતો રાય એણિપરે ભણે, મંદિત પાસ બહુ ચંત; બાંધી ચોર તણી પરે, આણજ્યો મુજ અંત્ય. ૧૯ એક દિન કર્મસંયોગથી, સૂડો પડીઓ પાસ; બાહ્યુ સુડા દેખતાં, આણુ નૃપ આવાસ. ૨૦ રાગ રામગરી. કોઇ મુકાવો મુજ નાહલો, એમ બોલે સૂકી; વલવલતી સાહ્યે થઇ, પ્રથમ હું ચૂકી. ૨૧ કો૦ મેં પરાણે પીઉ મોકલ્યો,પીઊ જાતો નહોતો; મુજ પાપણી પેટ કારણે, સાલિખેત્ર માંહિ પહુતો. ૨૨ કો૦ એક ગુનો રાય મૂકીએ, જો કીધો અન્યાય; ચીભડી ચોરને બૂસટી, ઉખાણુ કહેવાય. ૨૩ કો૦ આંસુ જલ ભરી લોયણે, સૂક સાંહામૂં જોય; ઉદ્ધરાય માંને નહી, ખિણ ખિણ વલી રોય. ૨૪ કો૦ ખડગ કાઢી રાજ ધનસે, સૂક નાંખ્યું

જવડી; મોહજાળ બાંધિ પિયુ, વચ્ચે પેસે સુ-
ડી. ૨૫ કો૦ પ્રિય થાનક મુજને હણો, પ્રાણ
વાહાલ મ છોડ; દીન વચન મુખે ભાષતી,
નિજ નખ મુખ જોડ. ૨૬ કો૦ તુજ સાલિ ઉ-
પર મુહને, દેવ દોહલ્લુ જાણ; ત્રણ સમાન
આઉખુ ગણી, સાંલિ મંજરા આણ ૨૭ કો.
હસી કહે રાય સૂકને, પંખિ પંડિત કહીઈ;
મહિલા કાજ જીવ આપણો, દુખમાં કેમ દહીઈ
૨૮ કો૦ લાજ મુકી ભણે પંખિણી, માય બા-
પને વિત્ત; જીવિત છાંડે માનવી, જો મહિલાશું
ચિત. ૨૯ કો૦ યમસિરિ દેવી કારણે તમે જી-
વીત ઉદ્યો; સુડલી વચન એવું કહી, રાજન
મન મોહ્યો ૩૦ કો૦ દુહા. એહ વચન શ્રવ-
ણે સુણી, ચિંતવે ચિત માંહે રાય; પંખિણી
કેમ એહ માહરી, કે લવે વાતરે આજ. ૩૧ ભ
દ્રે હું તુજને કહું, કહે તું કરી પસાય; કેણી
વિધિમે જીવ ઉડવે, હુતિ ગહી ઇન માય. ૩૨
ચોપાઈ તુજ પુરે એક પરીવ્રાજીકા, નિજ
વસે કૂડ કપટ બ્રાજીકા; હરીહર બંભ દેવ ભા-

વિકા, કરિ રૂદ્રાક્ષ તણી માલિકા. ૩૩ જાણે મૂ-
લી મંત્રને તંત્ર, જાણે સિદ્ધિ વિદ્યા બહુ યંત્ર.
જાણે ભૂત પ્રેત સાઇણિ, જાણે ઉતારી ડાઇણિ.
૩૪ શ્રીદેવી પ્રિયા તુમ તણી, એક દિન પૂછે
તે તપસણી; પરવરી બહુ નારીને સાથ, મુજ-
ને છાંડી રહે નરનાથ. ૩૫ તે માટે તું ઓઘ કરે,
જેમ રાજન આવે મુજ ઘરે; વલભ થઈ
રહે પીઉ ચરણ, જીવીત મરણ કરે મુજ શ-
રણ. ૩૬ મઠવાસણિ આપી ઉષધી, દુધ માંહી
ઘસી પાય વિધી; સમરજે મંત્ર માંહી પિઉ
નામ, જેમ મનવાંછિત સીજે કામ. ૩૭ મંત્ર
તણો આપે વિધિ જાપ, મઠવાસિણી મઢી ગઇ
આપ; દિનદિન મંત્ર જપે ઉલ્લસી, પાય દુધ
ઉષધી માંહિ ઘસી. ૩૮ એક દિનસા સાંભરી
નિજ મને, પ્રતિહારી મોકલી તેહ કને; મુખે
બોલે મુજને મોકલી, રાજ ભુવન આવું એ-
કલી. ૩૯ વચન સુણી મહિલા મન હસી, રા
ય તણા ચિતમાં હું વસી; કરી સોળ સિણગા-
રે ભલી, રાય ભવન ચાલી હંસલી. ૪૦ તેને

દેઇ નરપતિ બહુ માન, દુખ દાલિદ્ર ગયાં સબ રાન; સેષ નારિ મૂકી પરહરી, તે ઉપર મન મડાયું ફરી. ૪૧ ભોગવે રાજ તણી બહુ લાછિ રાજા વસ વરતીહુઈ દાસિય; પૂછે મઠ બામિણી મન મિલ્યો, રાણી તાહરો મનોરથ ફલ્યો. ૪૨ વળતી રાણી એમ ઉચરે, તુજ પ્રસાદ પિઉ પ્રેમ ધરે; ભગવતિ આપ્ય આજ તું અસ્યું, મુજ વિના રાય જીવિત કસ્યું. ૪૩ દુહા. મુજ ઉપર પિયુ પ્રેમડો, લોક માહિ કેહવાય; જીવિત મરણ જો એકડા, તુ પતી જણ જાય. ૪૪ નર સાથે નારી ભલી, મરતી દીસે જોઇ; નારી સાથે નર મરે, તું પ્રેમ પટંતર હોઈ. ૪૫ ચોપાઈ પ્રેમ પટંતર જાવા ભણી, મુલી આપે મઠ વાસિણી; એહનો નાસ લીજે નાસિકા ગત જીવીત દિસે જીવિકા. ૪૬ સજીવણી ઉષધી મુજ કને,જીવાડું ફરી હું તુહને;એહ વાત માંહો માંહી દ્રઢી, મઠ વાસિણી બેઠી જઈ મઢી. ૪૭ સિરી દેવી રાજાને પાસ, પોઢી પદમણી લેઈ નાસ; દીવી રાય કાષ્ટ પરી કસી, કપટ તણી વાત

હોઇ અસી.૪૮ ધરાજી ધીપ ધસ્યું મદન વિકા
ર, બોલાવી ન બોલે એકવાર; ધસમસી ધાયા
નગરી જન, ભઈ ભામિની ગત ચેતન. ૪૯
વિદ્યા મંત્ર તંત્રના જાણ, આદર કરી તેડાવે રાણ;
પુતળી કાષ્ટ તણી હોય જસી, પરહરી તેણે
જાણી તસી. ૫૦ તબ બોલે મંત્રી સુ વિચાર,
કહો દીજે અગનિ સંસ્કાર; પભણે રાય એ
સાથે બળુ, યમ પૂરભવ પ્રેમે મળુ. ૫૧ સેઠ
સેનાપતિ મંત્રી વડા, વળગી પાય બોલે પડવ-
ડા; ભુપ યુગતિ નહી એ તાહરી, નારી કાજે
મરી સંચરી. ૫૨. રાજ ભણે એમ કરો અવલં-
બ, ચંદન ચિતા રચાવી લંબ; સંચરયો નારી
સાથે કરી, વલવલે ટલવલે અંતે ઉરી. ૫૩
દુહા. રાગ પરજીઓ. કાલિજ કોહુ માંહિ, ઉ-
ઠવીઉ આઠે પહોર, બલસેને બળતુ થાય નિ-
જલતું મેહલે નાહલુ. ૫૪ બેઠો સુડિ કરેવિ,
પાંડરી પહેડિ ઓઢણે, બોલાવ્યુ બોલ ન દેઈ;
વઢપણિ વિછોહે નાહલું. ૫૫ ઢાળ. માહારાંમ
ન કામાન્યારે, ન બળીએ નારી કાજ;એમ બોલે

સબ અંતે ઉરી, પિયુ પાંમી જે લોકલાજ. ૫૬
મા૦ નર સાથયે નારી બળે, જગ જાણે સહુ કો-
ઈ; રાજ હંસ પંખિ આપરે, તાહરાં માત પિત
પંખિ જોઇ. ૫૭ મા૦ હૈયા માંહિ ઝુરીયે,
નવિ કીજે તાણો તાણ; મનવાલી મનમાં રહો,
એક હાંસુ ને વળી હાણ. ૫૮ મા૦ સજજન
સરીસુ રૂસણું; પિયુ જજન કેરી શીખ; મહીલા
સરીસું મંત્રણું, પિયુ એ ત્રિણિપાય ભીખ.૫૯
મા૦ તુહિ પિઉ માને નહી, નિજ રાંણી બાંધ્યા
પ્રાણ; તબ રાજલોક છાનો રહ્યો, રાય જઈ બેંઠા
મસાંણ. ૬૦ મા૦ દુહા. એહવે સાપરિ વ્રાજિ-
કા, આવી રાજ સમીપ; મુખે બોલે જીવતી કરૂં,
તુજ નારી અવનીપ. ૬૧ વચન સુણી રાય
હરખ્યા, ઉઠ કોડિ રોમરાય; પભણે મઠ વાસિણિ
પ્રતિ, ભગવતિ કરૂ ઉપાય. ૬૨ ચોપાઈ. સંજી-
વણી ઉખધી દીઇ નાસ, સિરિ દેવીને વલીઉં
સાસ; ભૂષણ કનક તણા મન રંગ, પરિ વ્રાજીકા
પહિરાવો અંગ. ૬૩ વાજે ઢોલ શબદ નીસાણ,
ગજવર ખંધ-વઢયો ભુભાણ; પ્રિયા સાથ ઉછવ

બહુ કરી, ઘરે આણ્યો આરતિ ઉતરી. ૬૪ મઠ વાસણી મૂતાસા દેવ, ધ્યાન બલે સૂડી થઇ હેવ; પેખવિ પુરૂષ પ્રિયા વાછલ્યો; સાંભર્યો મુજને ભવ પાંછલ્યો. ૬૫ જ્ઞાનબલે કેળવી મેં વાચ, એહ વાત જુઠી કે સાચ; હરખ્યો ભૂપ ભણે પંખિણી, એહ વાત સાચી મેં સુણી. ૬૬ ઉઠયો રાય કહે મુખ માંગ, સૂડલી તબ બોલે સોભાગ; મુજ ભરતાર છોડિ ધુરાધીશ, તું ભુપતિ માંહિ ભલો ભજેસ. ૬૭ વળતો પભણે દેવ દયાળ, ચુણજો મહારા ખેત્રની સાલ; એમ કહી મુકા મોકલ્યા, સુડો સુડી થયા નિર્મલા. ૬૮ નિજ થાનકે આવ્યા ઉડી, દોઇંદ્રાં પ્રસવ્યાં સુડલી; સુડા તણી અવર છે નાર, ઇંડું એક પ્રસવ્યું તેણિ વાર. ૬૯ એક દિન સાચણ લેવા ગઈ, દ્વિતીયા ઇંડાઊ ઉલવી રહી; ચુણ લેઈ આવીની અડે, ઇંડુ ન દીસે ધરણી પડે. ૭૦ દુહા. પ્રાહિ નારિ સબ વંકડી, કિમ પતી જણ તાસ; માથે ઘડો ચડાવી કરી, પછે દીએ ગલેપાસ. ૭૧ ચોપાઈ. સખિ રૂપે આવે દાસિ, તુન વિધીરૂં

આપણ પાસિ; જોશ ઉખિસરી સુ આવે રાજ, તેણે રાજ્ય કહ્યુ કે હું કાજ. ૭૨ ખિણ ઉઠે ખીણ ધરણી ઢળે, જળવિણ જેમ માછલી ટળવળે; કોડાકોડી સત્તર મોહની, જે નર છાંડે તે નર ધની. ૭૩ દયા ઉપની સુખીને પછે, ઇંડુ માલે મુકી ગછે; પશ્ચાતાપ કરે નિજહીયું, લુહે કર્મ નિવડે બાંધીયું. ૭૪ નિજ આસમી આવી ફલાદની, બાળક દેખી આનંદની; અમૃત સીંચી હોઇ જસ વેલ, ઇંડા ઉપર કરતી ગેલ. ૭૫ તે ઇંડાં સેવાં પખવાય, સુક જુગલ મંજુલ તસકાય; માત પિતા ખેલાવે ફરી, આણી ચુણ ચુંટાવે ચરી. ૭૬ દુહા. રાગ કેદારો. એક દિન ચારણ મુનિ,આવ્યો તે વનમાંહિ; રૂષભદેવ પાએ નમી, બેઠા આંબની છાંહ. ૭૭ નરનારી બહુ પરવરયા, પુછે નગરનો રાય; જિનવર ચોખે પુજતાં, કહો કિસું ફળ થાય. ૭૮ ઢાળ. સુણ રાજન કેવલી કહે,જે આંખે આખાડા વયરે; પુજ ત્રિણ જિનવર આગે, તાસ અખંડ સુખ હોવેરે. ૭૯ સુ૦ મહ ઉમમતે જિન પુજી, નરપતિ કરે આહારોરે; મુનિ

વિચરે મહિ મંડલે, સકલ જીવ હીતકારોરે. ૮૦ સુ૦ સુક યુગલ આંબલા ડાળે, સુણી વચન સાધુ કેરારે; સાલિતણ પુજ ત્રણ તિહાં, નિત નિત કરે નવેરાંરે. ૮૧ સુ૦ નિજ બાળકને સીખવે, પુજા તણા આચારોરે; તે પણ જિન આગલ ઢોઈ, સાલિ પૂંજ ત્રણ સારોરે. ૮૨ સુ૦ ઇમ કરતાં આયુ પુરે, ચ્યાર ગયા દેવ લોકરે; તાસ તણા સુખ ભોગવી, સુક આયો નર લોકરે. ૮૩ સુ૦ હેમ પ્રભુ નામે રાયા, હેમપુરી અભિરાંમોરે; સુકાજીવ ભાર્યા ભઈ, જયસુંદરી નસનામોરે. ૮૪ સુ૦ એક ઇહુ પ્રસવ્યુ જેણે, સૂક અવર નારિજીઆરે; તાસ પ્રિયા આવી અવતરી, રતિસુંદરીછે બીઆરે. ૮૫સુ૦ પાંચસે વલી વિનિતા વડી, રાજનને કહવાયરે; પુરવ પ્રિયાદો એ સુડલી, તે ઉપર મન જાયરે. ૮૬ સુ૦ અન્ય દિવસ ભૂપતિ દેહા, ઉકચઠે જર બહુ મરડેરે; બાવના ચંદન ઘસી ઘસા, કેસર સુઅંગ ખરડેરે. ૮૭ સુ૦ મંત તંત વિદ્યા કુશલા, દેખી પરમોહ જાયારે; જિનવર ભવની પૂજા કરી, વિવિધ દાન દેવાયારે,

૮૮ સુ૦ પ્રકટ થઈ રાક્ષસ ભાગે, એહ રોગ તું પાલેરે; અંતે ઉરી એક તાહરી, અગનિકુંડ માંહિ ઘાલેરે. ૮૯ સુ૦ એમ કહી રાક્ષસ ગયો, વિસ્મય થઈ રાય બેઠોરે; ઇંદ્રજાલ સમોવડિ લહી, કઇ મે સુહણ્યો દીઠોરે. ૯૦ સુ૦ વળી ચિંતે રાક્ષસ સહી, એકલે ભયુ પ્રભાતોરે; ઉદયાચલ ઉગ્યો સુરો, મંત્રીને કહી વાતોરે. ૯૧ સુ૦ અંતે ઉર તેડાવીઓ, કહ્યું રાક્ષસ વર તાતોરે; પ્રતેકે પુછી સહુ, મરમ કાજે નહીં થોભ્યોરે. ૯૨ સુ૦ દુહા. વયણિ સજ્જન પ્રીતિ થલ, મુહ મીછા મન રહુ; જાઇ ગલી જીમ જોગિની, જબ માથે આવે વડું. ૯૩ આપ કાજે પરને હણે, જગમે જાંણાં દીઠ; પરજીવ કારણ આતમા, સોમે વિરલી દીઠ. ૯૪ ચોપાઈ. વિકસિત વદન કહે રતિ દેવી, પિઉ કાજ મુજને હોમેવિ; અગનિકુંડ ભર્યો બહુ કાઠ, મંત્રી મુખ બોલે વિધિ પાઠ. ૯૫ રતિ સુંદરી મરવા મહાજિમ, જઈ ભેટ ભગતિ વહાલિમ; દેવી અગનીકુંડ ઉપરે, પડે આતમા લુંછણ કરે. ૯૬ તબ બોલે રાક્ષસ

સાહસી. પિઉ ઉપર પ્રેમે મે કસી; માગ્ય માગ્ય વરતુ વોહુ, સવવંત સોભાગિણી કહું. ૯૭ મુજ માત પિતા મળી આપ્યો વર, હેમ પ્રભુ નામે પ્રીયંકર; વર આપે તુ કરિ ભૂપાલ, રોગ રહિત જીવે ચિરંકાલ. ૯૮ વર આપી દેવ થાનકે ગયો, રોગ રહિત રાજન અંગ થયો; દેખે સહુ મહિપતિ સુખ ભૂપ, રતિસુંદરી મસરૂ જયપુર. ૯૯ વર આપે હવે તુહો ભવતાર, થાપ્યો તે વર ભૂપ ભંડાર; અવસર આવે લેશે સહી, એહ વાત કેવલીએ કહી. ૧૦૦ એક દીન કુળદેવી ધ્યાઈ, જો મુજ કુખે પુત્રી પાઈ; જયસુંદરી છે સુખિ મુજ, તાસ પુત્રી બળ આપ્યું તુજ. ૧ કરમ વસે નંદન બાહુને, હુ અનોપમ લક્ષણ કન્હે; નિજ નિજ ગોદપે લાવે માત, મોહ પ્રમુખ નિરખે અંગ જાત. ૨ દુહા. મલ્હગોડી. રતિસુંદરી મતિ ચીંતવે, રાઈ માની જેહ; સુખી પુત્ર બલી કિમ કરૂં, ચિંતા પેઠી દેહ. ૧૦૩ અવસર જાણી આપણો, વીનવીઉ મહીપાલ; પાંચ દિન પ્રથવી તણી, પહેરાવું વરમાલ. ૪ પ્રસન થઈ નિજના-

રિને, આપ ભલાવે ભાર; સેવક પઈ અણાવીઉ,
જયસુંદરી કુમાર. ૫ ઢાળ. સ્નાન કરાવી ફુલે,
પૂજે કુમર અતિ મૂલે; પસલી કુળદેવી કેરી,
મુકયો પડલી પરે ફેરી. ૬ અસ્પે રતિસુંદરી
સુખ પાવે, જયસુંદરી વિલવલાવે; મેરા અંક
થકી પૂત્ર છાનો, તેરો અવગુણ કુણ કીનો.૭ અ૦
આંકણી. કંચણપુર સ્વામી પૂરો, વિદ્યાધર આ-
ઠ્યો સૂરો;બાળક પડીઓ તેણે લીનો,અપની ભા-
રયા કું દીનો. ૧૦૮ પૂત્ર કરી તસપાલે, વનિતા
વંઝ્યા દોષ ટાલે; ઉનકું નામ દે ફઈઆ, મયણ
કુમર મિલી સહીઆ. ૯ અસ્પેયો વિમાવે પા-
મ્યો ગગને, ખેળન નિસરીઓ લગને; અપની
જનની તબ દેખે, હરખીત લોચન ફરી પેખે.
૧૦ ઇસ્પેઇ વિમાન બેસારે જનની, કુમર વા-
હ્યો લેઇ અપની; પિછે દેખ સહૂ લોક, રાજન
ધરણી ગઈ રોક. ૧૧ અ૦ અતિ સૂરો અધિકા-
રી, રાય કાહિ કરે પાયચારી, ઉચે તરૂ શિરફલ
છે, વામન લેવા કેમ વાંચ્છે. ૧૨ અ૦ દુહા.
અલવે ઊંચ ઉકરડો, નીચી નામે ડાલ; તોય ન

પૂચે બોકડો, જો કુદે સઉ ફાલ. ૧૩ ઢાળ તેહજ.
પડયો રાજન પુખ ભાર, ચાંદી ઊપરભયું ખાર;
એક નિજ નંદન મરણો, બીજું પણ ભાર્યા
હરણો. ૧૪ અ૦ રાય દુખ ભર્યા દિવસ ગમાવે,
તુહે ધરણી ધરી નાવે; મયણ કુમર નિજ માયા,
લેઈ બેઠો અંબકી છાયા. ૧૫ અ૦ પુરવ સુત
યુગલ નારી, વાનરી વાનર રૂપકારી; આવી
બેઠા તરૂ પાસે, વાનરી પ્રતે વાનર ભાસે. ૧૬
અ૦ ઐસો તીરથ જલ મહિમા, જોતિરીય
પડે નર એહમાં; તુ મનુષ્ય દેવરૂપ થાવે, સં-
દેહ રહીત સુખ પાવે. ૧૭ અ૦ અંબકી છાહિ
નર નારી, ઉસ દેખે રૂપ અવતારી; ઐસી નારી
તું હોવે, ઐસો નર હમકું જોવે. ૧૮ અ૦ વાનરી
પભણે સુણીએ હવે, ઉનકું અભિધાન કુણ લેવે;
અપ હરી અપણી માતા, ધરણી બુધિ કુણ
ત્રાતા. ૧૯ અ૦ ઉનકું રૂપ કુણ વંછે કુણ પાપી,
સામિ કુલાચાર લોપી; પશુઆ બાત સુણી ઠ-
મકયો, મયણ કુમર ચિત ચમકયો. ૨૦ અ૦
વિદ્યાધર પૂછે તાણી, તેં ઐસી વાત કેમ જાણી;

વાનરી વળતી ભણે તિહાં, તુ પુછે મુનેછે ઇ-
હાં. ૨૧ અ૦ એસ્યું કહી ગયાં દોય, પૂછે કુમર
મુની સોય; મુની પભણે હું ધ્યાની, જે પુછી
હેમપુર જ્ઞાની. ૨૨ અ૦ દુહા. નિજ પરિવારે
પરવર્યો, જનની લીધી નિકટ; ચાલ્યો કુમર
હેમપુર વરે, પુછે કેવલી હટ્ટ. ૨૩ હેમ પ્રભુ
રાજા તિહાં, બેઠો આસનપૂર; જયસુંદરી કોણે
અપ હરી, સામી કહે મુજ ધૂર. ૨૪ ચોપાઇ.
કેવલી કહે સાંભળી વરસૂત્ર, અપ હરી ગયો જ-
નનીને પુત્ર; કેવલી પ્રતે કહે ભૂપ વાત, પુત્ર
વિના કેમ કહીએ માત. ૨૫ આગે પુત્ર હતો એ-
હને, દેવી બળે દીધો તેહને; કેવલી વચન
હોય નવિઅંધ્ય, બીજો પૂત્ર નથી તસ અંધ્ય.
૨૬ કુળદેવી આગળ બલિ કરયો, સો પુત્ર બેઠો
ઉપર વર્યો; જયસુંદરી તે નિજ બુધિ, મુજ
આગળ આવી કરે સુધિ.૨૭ વિકસત નયણજુએ
નરપતિ, જયસુંદરી તબ હરખતી; કેવલી વ-
ચન સુણી ગહ ગયા, હરખીત લોચન ટાઢા થયા.
૨૮ રાય ભણે મુજ પુત્ર સંયોગ, સોળ વરસનો

પડ્યો વિજોગ; કુણ કારણ સંભળાવી ખરો, સ્વામી મુજ સંદેહ અપ હરો. ૨૯ પૂરવ ભવ તુજ નારી ભલી, ઇંડુ ઉલવીઉ સૂડલી; વિલ-વિલતી મૂકી સોલ ઘડી, તેટલાં વરસ વિજોગી પડી. ૩૦ પરને દુખ સુખ તિલતુ સમીત, દી-જેતા પાંમી જે નીત; ખેત્ર માંહિ બીજ વાવી જો-ય, સતગુણ સહસલખ્ખ ગુણ હોય. ૩૧ સુહ ગુરૂ વચન સુણી જાગીઆં, બિહુ નારીનાં કંપે હીઆં; આલોએનંદે આગીઆં, જન મંતર પાતિક લા-ગીઆં. ૩૨ ભૂપ ભણે મુનીવર અવતંસ, મુજને ભયું કુઅંસ; અખંડિત ચોખાના પૂંજતિ ન, જિનવર આગ લિઢો યાધિન. ૩૩ તાસ પ્રભાવે રાજ તુજ ભયું, અખંડ સુખનો લાહો લહો; આજ થકી ત્રીજે ભવ કહી, મુગતિ તણી ગતિ તુજને સહી. ૩૪ રતિસુંદરી સુતને રાજસીરી, થાપી ભૂપ સંયમ આચરી; માત સહીત સંયમ વ્રત વાસ, કરે કુમર કેવલી સગાસ. ૩૫ સંયમ પાળી નિજ આતમે, જઇ બેઠા દેવલોક સાતમે; તિહાં થકી ચવી મુનિખ્ખ ભવઉદે, ત્રણે જીવ

કેવલી વદે. ૩૬ રાજા નિજ નારી નિજ સુત, પુત્રી જે દેવલોક પહુત; ચ્યારે જીવ સંયમ વ્રત પાલી, જઈ બેઠા તે મુગતિ વિચાલી. ૩૭ કેવલી વચન થકી બુઝીઆં, જો જિનવર ચોખે પુજીઆં; સુણજો સકલ સંઘ જયકાર, ત્રીજો અક્ષ પૂજા અધિકાર. ૩૮ પ્રીતિ વિમલ ક્ષેમપુર માંહિ કવી, અષ્ટપ્રકાર પૂજા સુરગવી; ભણતાં ગણતાં સંપતિ મલે, સાંભળતાં મહામનોરથ ફલે. ૧૩૯

ઇતિ ત્રતીયપૂજા અધિકાર સંપૂર્ણ:

દુહા. ત્રિસંધ્યા કુસમે કરી, જે પુજે નરનાર; મુગતિ વધુ સુંત સવરિ, વરતિ મંગલ ચ્યાર ૧ કુસમે વિનય સિરીપર, જે પૂજે જિનચંદ; સો નર સુર સુખ ભોગવી, પામે પરમાનંદ. ૨ ચોપાઇ. ભરતખેત્ર માંહિ નર ભરી, ઉત્તર મથુરાં નામે પુરી; સુરસેન નામે રાજીઓ, જસ પ્રતાપ મહિમા ગાજીઓ. ૩ નિવસે તિહાં ધનપતિ ધુર સેઠ, જસ ઘેર લખમી કરતી વેઠ; સિરીમાલા કુખે અવતરી. લીલાવતી નામે કુંવરી. ૪ તસબંધવ ગુણવંત ગરીઠ, ગિરૂગુણધર

નામે કનીઠ; નિજ મંદિર માહ્હે મલપતાં, માત પિતા કુળ સોભાવતાં. ૫ દાહિણી મથુરાંપુરી ઉહસે, મકરદ્ધ્વજ વ્યવહારી વસે; વિનયદત્ત નામે તસપૂત, લીલાવતી વરી અદભૂત. ૬ દિન એકે દાસી પરવારી,આવી સસરા ઘર વહૂઆરી; કામકાજ ઘરના ચિંતવે, બોલાવી મહૂયરી પર લવે. ૭ પૂરવ નારી છે જિનમતી, નિર્મળ શીલ સભાવે સતી; સ્નાન કરી પહેરે ધોતી, વીંટી નીજ મુખ નિરમળ ધોતિ. ૮ ગંગોદક શું કરી પખાલ, પૂજે જિનવર બંબ વિશાલ; નવે અંગ પૂજી સુકમાલ, કંઠે ઠવે કુસમની માલ.૯ જિન પૂજે બહુ હરખે ભરી,ભાવ સહીત ચૈતવંદન કરી; નિજ થાનક પહોતે જે મતી, એટલે આવી લીલાવતી. ૧૦ દેખે જિનવર કંઠે માલ, મચ્છર ભરી થઇ વિકરાલ; બોલી બોલ ફડ ફડ પાડુઆ, માગે દુરગતીના લાડુઆ. ૧૧ નિજ દાસી બોલાવી દાખી, માલ લેઇ ઉકરડે નાખી; સુંદર સરસ કુસમ છે ઘણા, દેખી મુજ દાઝે લોયણા. ૧૨ સામીણી વચન સુણી દાસ-

લી, કુસમ માલ લેવા છલી; જબ લેવાને ઘાલે હાથ, તબ દેખે વિષધરનો નાથ. ૧૩ લોચન રકત કરીને જોય, મોટી મુછ ફરકાવે દોય, કાલુંકાલ દીસે કંકાલ, ભઇ ભુજંગમ પુલની માલ. ૧૪ મુખે મુકે પુપુતે ફાલ, પાછળ દેખે આળપંપાળ; ભયભીતી ભડકી ભાંમીની, વિષધર વાત કહી સામીની. ૧૫ સામીની દેખે યથા સરૂપ, દાસી દેખે નાગનું રૂપ;વાર વાર બોલાવી ચેટી,નલીએ દાસી માલા નેટી. ૧૬ ઉછકને ઉતાવળી થઇ, કુસમ માલ લેવાને ગઇ; હાથ પસારી માલા ગ્રહી, બાહાર આવી ઉભી રહી. ૧૭ દુહા. રાગ રામગરી. તબ દેખે વિષધર વડો, ચિંટી કરી રહ્યો હાથ; મુખ ફૂટે મન ચીંતવે, મેં બાઉલી દીધી બાથ. ૧૮ ફણકર ફણ માંડી રહ્યો, પુંકે ફાટે લોક; ગારૂડી બહુ ગરબડ કરે, નિજ દાસી પાડે પોક. ૧૯ ઢાલ. આવોરે મુકાવો કો ભુજંગ મરે, ચુડ ભરી ભયો ભીમરે; પેટ મસળી સૂલ ઉપાઇઓરે, આજ પછી લેવા નીમરે. ૨૦ આ૦ જસ્યુંરે કીયું તસું પાઇએરે, લીલાવતી લાગી

સીખ્યરે; પાપને પુન્ય પટંતરૂરે, પાતિક પાડે બ-
હુ ભીખરે. ૨૧ આ૦ ભલેરે કીધે સહુ ભલું
કહેરે, વિરૂતે વિરૂ અડઉ હોયરે; માથે સુટલ
રહ્યા છઝાતડોરે, પતી મારે કાપર જોયરે. ૨૨
આ૦ સસરોરે સાસૂ સહુ મિલ્યારે, મળ્યું તે
નગરીનુ નાહરે; ફટરે પાપણી તે કૈશું કીઉરે,
લીધલુ દુખ મવાહરે. ૨૩ આ૦ એક નંદે એક
વૂવૂ કરેરે, એવડી તે વાત ન કીજેરે; મછર ભ-
રીરે મહા મિથ્યા તણીરે, જીનને ખેદ ન
દીજેરે. ૨૪ આ૦ કરી કંકણ કસ્યુ આરીસીરે,
દીધલું શરીર સંતાપરે; દૈવે દેખાડ્યું પરતક્ષ પા-
રખુંરે, માલ ફીટી ભયો સાપરે. ૨૫ આ૦ દુહા.
નિર્મળ શીલ નિરમલ ગુણા, નિરમલ પહેરી
વેસ; જિનમતી આવી તે કન્હે, મછર નહીં
લવલેસ. ૨૬ રોતી રડતી દુખ ભરી, ટળવળતી
નિજ સુખ; દેખી કરૂણા ઉપની, સમરે નમુકાર
મુખ. ૨૭ હાથથકી લીધો ધસી, ભીમ ભુજં-
ગમ કાલ, જિનવર ધર્મ પ્રભાવથી, ભઈ કુસમકી
માલ. ૨૮ જનમતિ મહીમા જાગ્યો હવે, નયર

લોક મિલ્યા ગુણ તવે; જેહને અમર કરે સાન્નિધ્ય, તેહને સુખ સોભાગી પ્રસિદ્ધ. ૨૯ ઘર પરવાડી કરતા વિમલ, આવે વહોરણ મુનીવર યમલ; લીલાવતી ભવનને દ્વાર, ધર્મ લાભ ભાખે તેણીવાર. ૩૦ ભાવ સહીત મુનીવર વાંદીયા, ધર્મ લાભ તેણે તે દીયા; પ્રથમ સાધુ સંભલાવે શ્રેય, પરહીતકારી પુજા ભેય. ૩૧ જે જિનવર પૂજે ભાવ ધરી, ત્રિસંધ્ય વર કુસમે કરી; ભોગવી ભોગ અમરનાં થતાં, અનુક્રમે સુખ પામે સાસતાં. ૩૨ કુસમે એકલે પૂજીએ, જિનવર ભગતિ ભાવ બૂઝીએ; રાજ રૂદ્ધિ પામે સુરતણી, સરસ કુસમ પુજા વિધિ ભણી. ૩૩ ભાવ સહિત કોઈ કુસમ ચઢાવ, અપહરે જે જીવ મછર ભાવ; સંબલ સંસાર ભમે ચક્રપરિ, દુખ સંતતી પામે કુતરી. ૩૪ સુખ સોભાગ વિહૂણી રહે, પરજન સંચારા સિર બહે; પુજા વિઘ્ન કરયાના ફલ, પરભવ પામે કુછીત કુલ. ૩૫ સાંભળી વચનસા થરથરી, વેલડી જિમ પવન ફરફરી; લીલાવતી ઝુરે નિજ નયણ, ભણે પ્રભુ સુણો મુજ વયણ.

૩૬ મેં માલા મછર ધરી લીધ, પાતિક પુર પ-યાણું કીધ; સકલ વાત સંભળાવી મુની, હાહા-કાર કરે સિરધુની. ૩૭ આલોયણ આપે તહાં ગુરૂ, જો પુજે ભાવે જિનવરૂ; તો નિરમળ થાયે આતમા, એહવી વાત કહે મહાત્મા. ૩૮ સ્વામી વચન સુણુ એક ખરૂં, ત્રિણીસંધ્યા પુજા હું કરૂં; જાવ જીવ લીધી આખડી. તે ધન્ય દાહાડો તે ઘડી. ૩૯ સાક્ષે લીજે માંણસ જાણી, આરો છાંડી પીજે પાણી, પુછંતો નર પંડીત હોય, જાગંતો ન વિલુસે કોય. ૪૦ દુહા. લીલાવતી ખામે વલી. મુનિવર પાએ વિલગ્ગ; ભાવ ભલે ભાલોઈએ, પાતિક સઘળાં ભગ્ગ.૪૧ લીલાવતી મુની વયણથી, શ્રાવિકા હુઇ ગંડાર; નિરમળ સમકિત ઉદકસું, ભરી -હદય ભૃંગાર. ૪૨ ચોપાઈ. જહાં લગે અરધ વિણાસન હોય, તિહાં લગે ઈંદ્રીહાંણિન કોય; જહાં દુખ નાવે આસના, તિહાં લગે ધર્મક વાસના. ૪૩ એમ ઉપદેસ દેઈ સંચર્યો, મુનિવર દાનમાન સું ભર્યો; લીલા-વતી પુજે જિનવરા, ત્રિસંધ્યા કુસમે વરકરા.

૪૪ જિનવર ધર્મ કરી આકંઠ, માયતાય મિલવા ઉતકંઠ; ઉત્તર મથુરા એક દિને, જઇ બેઠી ભેટી સજ્જને. ૪૫ લછી પણ આવી ઘર મધ્ય, અરિહંત દેવને પુજે ભાવ સુદ્ધ, પ્રેમ ધરી પૂછે ભાઈ તાસ, જિનવર પૂજાનું ફલ ભાસ. ૪૬ ભણે બહિન મુજ વીરા સુણો, જિનવર પુજયે હુવે સુખ ઘણો; નર ભવ બહુ આરોગે પાત, અરિહંત પુજે સુરગ વિમાન. ૪૭ સાલિ દાલી ભોજન સાલણા, જિનવર પુજે બહુ માન ઘણા; રૂદ્ધિ વૃદ્ધિ સંપતિ સોભાગ, તે જિનવર પુજાના પાગ. ૪૮ જિન પૂજે સુરગતિ જાઇએ, જિનવર પુજે શિવ સુખપાઇએ; કનક કુમર તણી પરે જોય, એહવાં ફળ પુજાનાં હોય. ૪૯ વચન સુણી બોલે ગુણ ધરૂ, જાવ જીવ જિન પુજા કરૂં કુસમ પુજા ઉપર ભાવકો, નિજ ભાઇ કીધો શ્રાવકો. ૫૦ દિન દિન પ્રતે નમે નિર્માય, ત્રિસંધ્યા પુજે જિનપાય; માંનવ ભવ ભોગવી તે ભલે, સૌ ધર્મ દેવલોકે ચલે. ૫૧ અમરસુખ ભોગવીને ચુયા, માનવભવ પામ્યા જુજુઆ; ૫-

દમપુરી પદમરથરાય, તાસપ્રિયા પદમા કહેવાય. ૫૨. તાસ કુખે આવી અવતર્યો, ગુણધર તણો જીવ સુખ ભર્યો; જયકુમર નામ તસદીદ્ધ, સુંદર શરીર સોભાગે સિદ્ધ. ૫૩ દુહા. રાગ વૃંદાવની. સુરપુર ચિક્રમ ધણી, સિરિમાલા તસનાર; વિનયસિરી નામે ધૂઆ, લીલાવતી અવતાર. ૫૪ હરીહર બંભ ઘરણી જસી, શરીર સુંદર આકાર; નવજોવન ભરી ભામની, પહેરી સોળ શ્રૃંગાર. ૫૫ ઢાળ. અવર દિનેસા સુંદરી, નિજ તાતને પાસે આવેરે; મુખ દરપણ દિપે જસ્યું, સુંદરી નયણ સોહાવેરે. ૫૬ અવ૦ આદરસું બહુ માન દે, બેસારી ઉછંગેરે; ચિંતા જલમાંહિ ઝીલતું, મુજ પુત્ર વર માંગેરે. ૫૭ અ૦ તે પુત્રી વર દીજીએ, જેહ ઉપર થાપે દીઠીરે; દુધ માંહિ સાકર ભલી, જેસી લાગે મીઠીરે. ૫૮ અ૦ એમ ચીંતવી રાય બોલીઆ, પૂત્રી નયણ બાણ મુકે તાણીરે; રાજપુત્ર તેહને, પરણાવું ઘરી આણીરે. ૫૯ અ૦ દુહા. નારી નયણ તુમ્હારડા, લોહ વિહુણા બાંણ; નાંખંતા દીસે નહી, પેસી લીએ

પ્રાંણ. ૬૦ નારી નયણ તુમ્હારડે, છયલ્લ છબીલા દાસ; ભમુહ ફરૂકે ફેરવ્યા, જેમ પંખી આકાસ. ૬૧ ચાલિ. રાજકુમાર ઉપર કુંવરી, થાપી નયણ નિહાલેરે; વિનયસિરી ક્ષણું એક જોઇ, લોચન પાછાં વાળેરે. ૬૨ અ૦ જેનવિ રાચે લોયણે, તે હ્રદય માંહિ કેમ સાલેરે; દિનકર દીસે દીપતો, ઘુઅડ રાતે માહાલેરે. ૬૩ અ૦ એક પાંખે પંખી ભલું, કેમ ચાલે આકાસેરે; જો એક હાથે તાળી પડે, તો એક પખ્યો પ્રેમવાસોરે. ૬૪ અ૦ ચિત ઉલખી રાજન ઝુરે, મુજ પુત્ર મનન માંનેરે; દૈવે કો નર એહને લખીઉ છે પાનેરે. ૬૫ અ૦ ચિ-ત્રામણ દેખાવીઉં, જયકુમરનુ રૂપરે; વિનય-સિરી અંગ ઉલ્લસે, અઠ કોડિ રોમ કુપોરે. ૬૬ અ૦ નિજ ચિત દેખે નરપતી, પુત્રી પહુતી આ-સોરે; હંસ હસી મુકી રમે, કહુ કેમ કાગને પા-સોરે. ૬૭ અ૦ કન્યા દેવા કારણે, મોકલું મંત્રી ભૂપરે; પદમપુરે પદમરથ સુત, જયકુમાર સ્વરૂપોરે. ૬૮ અ૦ મંત્રી વચન સુણી રાજા, વિવાહ વિગતિ મેલાવેરે; લક્ષમી વરમાંહિ

આવતી, હાથશું કોણછે લાવેરે. ૬૯ અ૦ કન્યા લાભ સંભળાવીઓ, જયકુમર મન તુઠયોરે; ખેડે ખેત્રધાંન વાવીયું, જેમ ઉપર મેહલો તુઠયોરે. ૭૦ અ૦ સનમાન ધરે મોકલ્યું, વાત કહે અમાત્યોરે; સુર વિક્રમ રાજા હવે, તેડાવે નિજ ન્યાત્યોરે. ૭૧ અ૦ દુહા. રાગ જેતશ્રી. ગોવરસું નિજ નંદની, પરણાવી પરતક્ષ; કુમરી કર મુકિવા, દીએ દાન રાય લક્ષ. ૭૨ સાસરડે સુખ જલ ઝીલતી, રહી કુમર દિન કેહ;સનમાન રાય રંગસું, મોકલ્યાં નિપુરી બેહ. ૭૩ ઢાળ. વસંત માસ આયો સહી. વિનયસિરી સાથે રાયારે; ક્રીડા કરે કંત કાંમિની, સબલ ફુલી વનરાયારે. ૭૪ વસંત૦ વીણા વંસ મહુરિ વાજે, કંત ચઢયો ઊનમાદેરે; કોકિલ કંઠે કામની, ગાવે સરલ સાદેરે. ૭૫ વ૦ વાવ કૂપ સરોવર તીરે, જળક્રીડા કરે લોટીરે; કેશર ચંદન છાંટણા, પહેરણુ જાદવ ચીરોરે. ૭૬ વ૦ વસંતરાગ તસ રાગણી, આલાપે નિજ મુઢરે; કુસમ ધરે શિર ઉપરે. સબ વનરાજી ઢુંઢેરે. ૭૭ વ૦ નિરમળ શીલ લીલા

લહરી, નિરમળ વસ્ત્ર સોહાવેરે; નિરમલ ચ્યાર
નાં નેહ છે, નિરમળ મુનિ તહાં આવેરે. ૭૮ વ૦
વદન કમલ ચંદન જસો, દંતપતિ શોહે હીરારે;
બહુ પરવારે પરવર્યો, નાસિકા નિરૂપમ કીરારે.
૭૯ વ૦ ઐસો મુનિવર દેખીઓ, નારી ભણે
સુણ સ્વામીરે; પરમ ભગતિ ભાવે કરી, વંદીજે
સિર નામીરે. ૮૦ વ૦ વલ્લભો વચન સુણિ વલ્યું,
પ્રણમે સુહગુરૂ પાયારે; ધર્મ લાભને સુણી
દોય, આનંદ અંગ ન માયરે. ૮૧ વ૦ જયકુમર
વિનય સિરી, નામે કરી બોલાવેરે; આજ ભલે
ભલે ચિંતવે, મુનિવર પાસે આવેરે. ૮૨ વ૦ મુનિ-
વર દીએ દેસના, કુમર સુણે બહુ ભતેરે; દાન
શીલ તપ ભાવના, સુણાવે નિજ સતેરે. ૮૩
વ૦ દાંને શિવસુખ સંપજે, દાંને ભોગ સંયો-
ગારે; સાલિભદ્ર સુખ પામીયા,, અમરતણા બહુ
ભોગારે. ૮૪ વ૦ શીલે સર્પ ન આભડે, શીલ
સાહુ સોહાયરે; શીલ પ્રભાવે કલાવતી, નવ પ-
લ્લવ કર આયારે. ૮૫ વ૦ તપ થકી સુર સેવતા,
તપે સોચ નયસી કાયારે; રોગ સોગ સંકટ ટળે,

જ્યું સનતકુમાર બોલાયારે. ૮૬ વ૦ ભાવના
ભવ ભય નાસીની, જો ભાવે એક ચિંતેરે; મૃગ
પામ્યો સુર સંપદા, નયણે નીર ઝરતેરે. ૮૭ વ૦
જય કુમર દેશના સુણી, નિજ પૂરવભવ પૂછેરે;
હું રાજ્ય પામ્યો ભલો, કુણ પુન્યને ગુંછેરે. ૮૮
વ૦ દુહા. વણિગ સુત પૂરવભવે, બહનિ લીલા-
વતી નામ; વિનયદત્ત કુમરે વરી, પામ્યું ઠામ
સુઠામ. ૮૯ જિનવર પૂજા તહાં લહી, આવી પી-
હર વેડિ; ત્રિસંધ્યા પૂજા કરે, છાંડી મિથ્યા ચેડિ.
૯૦ તે દેખી વિનતા હરૂ, ઉપની શ્રધા બહુલ,
ભાઈબહેન દેવ લોકના, ભોગવા સુખ અનુકૂળ.
૯૧ ચોપાઈ. તાસ સુખ ભોગવીને વિલ્યો, વિ-
નયસિરી પાણીગ્રહણ મિલ્યો; પામ્યો રાજ્ય ભુ-
પતિ ભલો ભાવ, તે જિનવર પૂજાપર ભાવ.
૯૨ વલી સુખ સુરના ભોગવી, જઈ વિસિસિ
મુગતિ માનવી; પૂછે ભૂપસા લીલાવતી, પામી
જિન પૂજ્યે કુણ ગતી. ૯૩ સાસુ ધર્મા સુરથ
કીચવી, વિનયસિરિ ઘરણી તુઝ હવી; કર્મ વ-
સ્યે સઝપણ નીપજે, ચુલ શીલેખ જોને ઉપજે.

૯૪ તાસ જીવ થઈ તે સુતા, સુતા જીવ થઈ નિજ પિતા; માતા જીવ થઇ વલી તાત, તાત જીવ તેહજ થઇ માત. ૯૫ બાંધવ ફીટી બહુની જોઈ, બહિની ફીટી બાંધવ હોઈ; ભૂપતિ જીવદાસ કહેવાય, દાસ જીવ ભૂપતિનો રાય. ૯૬ ધન ફીટી થાય નિરધનો, નિરધન ફીટી થાય બહુ ધનો; એમ કરતાં નવિ આવે પાર, નહુઆ પર જાણે સંસાર. ૯૭ સાધુ વચન સાંભળી સહનાણ, ઉપનું જાતિ સમરણ નાણ; સાંભર્યા પૂરવ નિજ ભવ દોય, ભાઇ બહેન સગપણનું સોય. ૯૮ એ ભણે ભગવન જેહ કહ્યા, તે જાતી સમરણથી લહ્યા; ધીધીકાર કરીને લજ્યા, ભાઈ બહેન સગપણ ભોગવ્યાં. ૯૯ વિનયસિરી વઈરાગી હુઈ, સુહગુરૂ પાસે દીક્ષા લીઈ; શ્રાવક વ્રત આદરી ઘેર ગયો, જયકુમર હૈડે ગહગહ્યો. ૧૦૦ વિનયસિરી સાધવી સોહાય, નિજ ગુરૂણીના પૂજે પાય; નિરતી ચારિત્ર પાલીએ, આઠ કરમ કાઠીઆ બાલીએ. ૧૦૧ પછે પામી કેવળ નાણ, જઈ બેઠી શિવપુર સંઠાણ; સુણજો

સકલ સંઘ જયકાર, ચોથો કુસુમ પૂજા અધિકાર. ૧૦૨ પ્રીતિ વિમલ ક્ષેમંપુરી માંહિ કવિ, અષ્ટપ્રકાર પૂજા સુણવી; ભણતાં ગણતાં સંપતિ મળે, સાંભળતાં મહા મનોરથ ફળે. ૧૦૩ ઇતિ ચતુર્થપૂજા અધિકાર સંપુર્ણ. ૪

દુહા. જે જિનવર ભવને સદા, ભગતિ ધરી ધરે દીપ; સોહાવે નર નિર્મલો, અમર વિમાન અધિપ. ૧ સુરગતી તણાં સુખ ભોગવી, પાંમે પૂરવ મીત; દીપ થકી યમ જિનમતી; વિચરી ધન સિરી સહિત. ૨ ચોપાઈ. મહિમંડલ માહિ મેઘપુરં, વિબુધા વાસ કરી મનોહરં; મણિ માણિક મોતી અલંકરં, જાણે અમરપુરં અવતરં. ૩ તહાં મેઘનામ રાજા ભૂકંત, સૂરવીર ને અતિ બળવંત; કોમળ કાલય કનક જરયું પિંડ, પસરો પુહોવી પ્રતાપ અખંડ. ૪ વેરી વરગવડા રણસીંહ, અવની અવલ અડોલ અબીહ; જબ વાજે પરદલ રણતુર, પંચાયણી પરે પ્રસરે સૂર. ૫ એહ નગર માંહિ સુરદત, નિવસે નિરમલ જેહનુ ચિત; વ્યવહારે માંહિ

મુળગુ; દયાવંત સમકિત સુંસગતુ. ૬ તાસ સું-
દરીછે સોહામણી, જિનવર ધર્મ અભિવાસ
જિણી; નિરમળ ગુણ રયણે અલંકીઆ, સીલ-
વતી નામે ભારીઆ. ૭ જિનમતી નામ નંદની
તાસ, ચોસઠ કળા કામિની વાસ; જાણે નવત-
ત્વ કેસવી, ભાંગા તાસ તણા મેલવી. ૮ અતી-
ચાર એક સત ચઉવીસ, આલોઈ નંદે નિસદીસ;
જિનવર આણે ધરે સિરિ છત, નિરતીચાર પાળે
બાર વ્રત. ૯ સામાયક મન સુધિ કરે, નીદ્રા
વિગથાદિક પરહરે; બત્રીસ દોષ સાંમાયક તણા,
પરહરે પદમની તે આપણા. ૧૦ બાળ સખી
તેહુને ધનસિરી, વિનય વિવેક વિચારે ભરી;
એક એક વિણુ નસકે રહી, પદમી પ્રમ પનુતી
કહી. ૧૧ દુહા. તે સજ્જન શુ કીજીએ, ભીડ
ન ભંજે જેણુ; અજા કંઠ પયોહરં, દૂધ ન પાણી
તેણુ. ૧૨ મન મેલા મુખ ઉજળા, તેહનુ મુહમ
દીઠ; પોતાવિ હુણે, કપડે આલે ગઈ મજીઠ. ૧૩
ચોપાઈ. દુખ સુખ સાથે હોયણા, હસ્યે વસ્યે
જાગે લોઅણા; માંહોમાંહિ મીલે મન સૂધ, નિ-

રમળ જળ માંહિ જેમ દૂધ. ૧૪ બહુ તણુ રૂપ
સરખે વાંન, સરખી ઝાલ ઝબુકે કાંન; પહેરી
તે શણગાર સારીખા, જે દીસે તડોવડિ પારિખા.
૧૫ સુંદરી સુગંધ ભરી દીવેલ, વર્દ્ધમાંન માંહિ
ગુણ મેલ; દીવો કરી ધરે અંગના, પરહરે વડી
દસ આસતના. ૧૬ સ્વાદિ મજલવાણ હીસુચ-
ણં, નિઠુવણ ભોયણ મેહુણં; ખડી નીતિ લહુ
નીત્ય હું ચાર, એ દસ આસાતના પરીહાર. ૧૭
જિનવરને જમણે અંગ જાણી, દીપ ભરી
આવે વામ પાણી; સાઠ હાથને નવકર જન્હ,
જઈ બેઠી તે કરે તવન. ૧૮ બહોતેર લાખ ને
કોડી સાત, ભવનપતી પ્રસાદ વિખ્યાત; તેરસેં
કોડી ગણનવે, સાઠ લાખ અરિહંત બિંબ હવે.
૧૯ બત્રીસસ એગણસાઠ ચૈત્ય, તિરીય લોકમાં-
હિ જુઓ રીત્ય; ત્રૈણ લાખ એકાણુ સહસ, ત્રૈણ
સત્તાવીસ પ્રતિમા લહિસ. ૨૦ ચોરાશીલાખ
સતાંણુ સહસ, વિમાનિક ત્રેવીસ વિહાર; એક
કોડીસય બાવન કોડી, લાખ ચોરાંણુ ઉપર
જોડી. ૨૧ સહસ ચૌવાલીસ સગરાય સાઠ, વિ-

માનિક અરિહંત બિંબ પાઠ; સરવાલે સંખ્યા કરિ કવી, સયલ લોક સાંભળજો ભવી. ૨૨ આઠ કોડિને લાખ સગવન, દોસે બ્યાસી સાસય ભવન્ન; તિન લોક પ્રસાદ પ્રમાણ, કેવલી બેઠા કરે વખાંણ. ૨૩ પનર કોડીસય કોડિ ચઇત્ત, અઠ્ઠાવન લાખ ઉપર વઇત્ત; બતીસ સહસ અસી અપલંબ, પ્રણમે પદમની ત્રિભુવન બંબ. ૨૪ તબ પૂછે ધનસિરી પ્રીય સખી, દીવા દાન ફલ કહે ઓલખી; ત્રિસંધ્યા હુ દીવો કરૂં, અરિહંત આગળથી ભરૂં. ૨૫ જિનમતી વચન કહે નિરમલી, દીવે જિનવર પૂજા ફલી; આસાતના ચઉરાશી ટાલી, જિનવર પુજ્યે પાતિક રાલિ. ૨૬ સુરનર સુખ ભોગવી ગયો ગતિ, જઈ બેસે પ્રાણી મુગતિ; ઘરના કામ કરે તેણે દીવ, તું પામે તિર્યંચ ભવ જીવ. ૨૭ ધૂપ અંગાર સુધુકે ચૂક્ષ, કેશર તિલક કરે અસૂક્ષ; ભોગ કાજે જિનના ફુલ જોઈ, હસ્ત પાય પાણી શું ધોઈ. ૨૮ દેવદ્રવ્ય વ્યાજે જો લીએ, વ્યાજ લેઈ પાપીને દીએ; દીવેલ જો મસ્તક ચોપડે, તુ સંસાર કુપ માંહી પડે. ૨૯

જો દેવસેવ વ્યવહારે માત, થાયે ઉંટડી જગત વિખ્યાત; જો દીવે ધરનો દીવ કીદ્ધ, નર ભવ હારી પસુભવ લીદ્ધ. ૩૦ તવ પૂછે ધન સિરિ પ્રિય સખે, દેવ સેવ માતા થઈ દુરિય; આમૂલ ચૂલ કહે કહે તેહને, સાંભળો વાત થઈ એક મને. ૩૧ ઇંદ્રપુરી રાજા જિતસેન, વ્યવહાનિ વસે દેવસેન; સત ઘેર આવીને રહે ખડી, એક રબારી તણી ઉંટડી. ૩૨ માડી તૂટી આણે ફલે, વ્યવહારી ઘર પાછી વલે; માર પડે માથે બહુ રેડ, તોય ન મુકે ઘરની કેડ. ૩૩ મુલ કરી લીધી શાલીકા, દયાવંત પાળે બાલિકા; દિન દિન પ્રતે આવે હીંયાં, ધર્મઘોષ સૂરી પૂછીઆ. ૩૪ કહો ભગવન એ કુણ ઉંટડી, મુજ ઘર વિના રહિ નવ ઘડી; વજ્ઞતી સૂર કહે અવદાત, પૂરવ ભવ એ તાહરી માત. ૩૫ કરતી દીવો જિન દીવડે, સીખ દીયંતા સાહાંમી લડે; આલોયણ લીધાં વિણ મુઈ, તુજ માતા ફરી ઉંટડી હુઈ. ૩૬ તુજ ઘર આંગણે રહે ઉદકી, રતિ પામે પૂરવ પ્રેમ થકી; સંમલ સંસાર ભમે ફરી

ફરી, જોતિ નવર આસ્યાતના કરી. ૩૭ આસાતના થકી બહુ દોષ, પરહરતા મેં ગુણ પોષ; વિમલ બૂધી દીત્રે પૂજીયે, રત્નરેડ ઘર માંહિ લીજીએ. ૩૮ દુહા. જિન આગલ દીવો કરે, નિરમળ નિરખી દેહ; પાપ પતંગ ફરી ફરી જલે, સુણ સખિ નહી સંદેહ. ૩૯ જિનમતી વચન સુણી ભલાં, પૂજે નિત નિત દીહ; ધનસિરી જિનવર ધર્મમય, નિશ્ચલ થાપી લીહ. ૪૦ ચોપાઈ. હવે હુઈ તે દોસામિણી, પૂજા ભમતિ કરે જિનતણી; પડિકમણું સામાયક પોસ, પચખાંણ કરતાં નહી રોસ. ૪૧ જાય જાત્ર સાથે તે બેહ, સામિણિ સગપણ ધરે સ્નેહ; બાલમિત્ર ને ધર્મે મિલી, સાકર માહિ સપ્પરણી ભલી. ૪૨ ધનસિરિ નિજ આઉખું જાણી, અવર શરીર પડે બલ હાંણિ; જિનમતી વયણ થકી તે તરે, વિધિ કરી અણસણ ઉચરે. ૪૩ પ્રથવી અપતે ઉનેવાય, સાત સાત લાખ તે કહેવાય; પ્રત્યેક વનસ્પતિ દસ લાખ, અનંતકાય ચઉદસ લખભાખ. ૪૪ બેંદ્રી તેંદ્રી જોઇ, ચઉરંદ્રા લખ દો દો હોઈ; તિર્યંચ નારકી

દેવ ઉતપતી; ચ્યાર ચ્યાર લાખ કહી મતી. ૪૫ ચઉદસ લાખ મનુષ્યનિ ખાંણ, ચઉરાસી લખ જીવા જોનિ; ખમી ખમાવી કાયા કસી, સો ધર્મે દેવલોકે વસી. ૪૬ દીવ્યરૂપ ને રલીયાંમણી, સબલ શરીર ને સોહાંમણી; સેવ કરે દેવી આ-પણી, તે અરિહંત દેવ પૂજા ભણી. ૪૭ ધનસિરી વિરહ પીડિત ગાત્ર, જિનમતી છાંડે શરીર સ-નાત્ર; વળી વિશેષ ઘૃત દીવો ભરે, ધનસિરીતણુ ઉજમણું કરે. ૪૮ વિધિએ કરી અણુસણુ આ-દરી, સૌધર્મ સુરલોકે સુરી; દેવી ધનસિરી તણે વિમાન, જિનમતી જઇ બેઠી તેણે ઠામ. ૪૯ અવધિનાન દરપણ દેખતી, પૂરવભવ સમંધી હતી; માંહોમાંહિ પ્રીતિ કરી મળ્યાં, ચિત ચોખે ચાલે ચિત ભળ્યાં. ૫૦ દેવ તણી દેખીને રિદ્ધ, કુણ પુન્યે પામી પ્રસીદ્ધ; એમ ચિંતવી પરૂપે નાણ, જિનવર દીપ તણું પરિમાણ. ૫૧ મન સમરી આવી ભુતલે, મેઘનયર વનખંડ અટકલે રૂષભદેવ તણું મંદિરૂં, નીપાઇ અમરા મનોહરૂં. ૫૨ આરસપાહણ તણી બહુ શિલા, કુંચણમણિ

રયણુ થંભલા; કંચણુ કનક કલસમય દંડ, ઉપર લહેકે ધજા અખંડ. ૫૩ રત્નમય દીવા દીપતો, નિસ્યા નાથ જ્યોતિ જીપતો; કંચણુ કલસ ઉપર સંઠવી, કુસમ વૃષ્ટિ ગંધોદક હવી. ૫૪ ત્રણ પ્રદક્ષણા દઇ વંદીએ, સ્તવન કરી પાતિક કંદીએ; રૂષભદેવ ભગતિ ભાવિયા, પ્રણમી પાય થાંનિક આવીઆ. ૫૫ અમર તણા સુખ બહુ ભોગવી, સૌધર્મા દેવ લોકથી ચવી; ધનસિરિ જીવ હુઇ વલી સ્ત્રીયા, મેઘપુરી રાજાની પ્રીયા. ૫૬ અવતરી કણયમાલા નામ, રૂપે રંભા સુરધામ; નવયોવન કુંપલ ઉદભવા, બોલે વચન અમૃતનાં લવા. ૫૭ સબ અંતે ઉરીમાહિ કનીઠ, મકરધ્વજ રાજાને ઇઠ; લહુ આવડામ ગુણુજો ગુણી, સહૂ પુજે ચિંતામણી. ૫૮ દુહા. રાગ સામેરી. કનક માલા સાથે સદા, સાત્રે ભમુહ કમાણ; વિષયા સુખ લીણુ રહે, દોગંદેવ વખાણ. ૫૯ નાસ દેહ ઝલમલ કરે, તપે તેજ અંબાર; ધર દીવાકાય તેજથી, છખા હોઇ અપાર. ૬૦ રાગ સામેરી. હવે મકરદ્ધજ રાજા

રાંણી, જે પ્રથમ નારી ઘર આંણી; આરતિ રૂદ્રધ્યાન ધ્યાય, તે મરી રાક્ષસી થાય. ૬૧ ભૂપ પાસે કણયા મહીલે, રાક્ષસીને નિજ સુખ સાલે; અરધ્ધ લિચિન બીહાવે જીભ લાંબી રાતી નીરાસે, તે આવી રાયને પાસે. ૬૧ સાકરી સર્પનું રૂપ, કાજલ સમ કાય કરૂપ; અરૂણ લોચન બીહાવે, જીભ લાંબી દોલ બકાવે. ૬૨ કણય માલા તેજ તાપ, નસકે ખમી નયણે સાપ; મીચ્યાં લોયણ કાયવાલે, કુંડલી કરી મુખ ઘાલે. ૬૪ જમ સર્પ ન હાલે ચાલે. ક્રોધે કાયા પરજાલે; ભુંડી ભીખણ સાદ મુકે, કાયર નિજ કાયા ચૂકે. ૬૫ ધબકે શું જાગ્યો રાજા, મુખ આગળ સર્પદ વાજા; દોતા તેજે તેજ ઢાકયો, દેખે બળ કળર્થી પાકયો. ૬૬ હવે બોલે રાક્ષસી ઉઠી, હું પ્રસન થઇ તુઝ તુઠી; માંગ માંગ વર આપું, તુજને નવી કહીં સંતાપું. ૬૭ વલતી પભણે સાવાંમા, જો પૂરે વંછત કામા; મુજ ઉપર તુજ પ્રસાદ, તું કરે મણિ રયણ પ્રસાદ. ૬૮ પ્રાસાદ કરી મણિ રયણે, રાક્ષસી ગઇ નિજ ભવણે; પ્રભાત

ભર્યું પૂગી આસ, દેખે અતિ ઉંચો આવાસ. ૬૯ સુંદર સુર ભવન સમાન, નગરી લોક ધરે ગમાન; કયાયા દેવી કાજે કીધો, ઇંદ્ર વસવા થાન દીધો. ૭૦ કન્યા બેઠી નિજ ગોખે, જિનવરનો દીવો દેખે; રતિ પામે રયણ મઝાર, જિઉં ચંદ ચકોર અવતાર. ૭૧ એહવેસા જિનમતી દેવી, પૂરવભવ સખિય કહેવી; દેખી સુખ આનંદ પાવે, પ્રતિબોધ દેવાને આવે. ૭૨ દુહા. કનક મણિમય ઘડીયં, ઘર પામ્યું તે આજ; તે જિન દીવાદાન ફલ, દીસે અકલ અવાજ. ૭૩ સંભળાવે રજની મુખે, સાંભળે કન્યા બાલ; ફરી ફરી મનમે ચિંતવે, કઈ સાચું કે આલ. ૭૪ વર અતિસય મહિમા ઘણું, જબ મુનિવર ખચરંતા; ટાલું મુજ સંદેહ તબ, પૂછી મહીમા વંત. ૭૫ ચોપાઈ. એહવે બહુ શ્રમણે પરિવરચા, ગણધર આચાર્ય સમોસરચા; અતિસય નાણ અલંકિત દેહ, મેઘપુરી વન તૂઠો મેહ. ૭૬ વનપાલ રાજાને કહે, સુણી વાત કન્યા ગહિગહે; ભૂપતિ સાદ કરી સંચરો, વંદન આવે અંતે

ઉરી. ૭૭ તિન પ્રદક્ષણા દેઇ વદીયા, મુનિવર દેખી આનંદીઆ; દીધી દેસના મુનિવર ભલી, પૂછે કન્યા તિહાં એકલી. ૭૮ કહો ભગવન રાતિ કુણ કહે, સંસય ભાર હીયો મુજ વહે; પુરવભવ સંબંધી હવી, કે કિંનર કે દેવ દાનવી. ૭૯ ગુરૂ ગરૂઆ ટાળે સંદેહ, પૂરવભવ સંબંધી બેહ; બાલ મંત્રભાવ બેહુને હતો, જિનમતી ધનસિરિને એક મતો. ૮૦ દુહા. જે જડ ઘાલી સજ્જને, નેહે રહી અપાર; તેજો કેમ ન ઉચડે, જો લખ મિલે લોહાર. ૮૧ વારૂ સાથે ચાર, જહાં લાગે તોલાએ; અમૃત એક લગાર, બાક સબ હોતન ખાએ. ૮૨ ચોપાઇ. જિનમતીથી દીવાનું દાન, પામી અરિહંત સેવા માંનઃ સગપણ તુ સાહામીના લહ્યા, અણસણ કરી અમર મહિમા ગહ્યા. ૮૩ તિહાં થકી ચવિ હુઆ અવતાર, મ-કરધ્વજ રાજાની નાર; જિનમતીસા દિન દિન પ્રત્યે, પ્રતિબોધન આવે બહુ હતો. ૮૪ સાદેવી સુરથકી આવશે, વળી આવી પ્રિય સખી ભાવશે; સંયમ પાળી જાસ્યો દોય, તેત્રીસ સાગર આયું

હોય. ૮૫. અનંત સુખ ભોગવી પાવસ્યે, મા-
નવભવ તે સોહાવસ્યે; આઠ કરમ બંધણ નિર-
દલી, મુગતિ માંહિ બેસે દો જણી. ૮૬ જિનવર
દીવો એહવો અછે, ફળ નિર્વાણ તણું છે પછે,
નિશ્ચિ કથા કહી તુજ જાણ, કેવલમે કેવલને
નાણ. ૮૭ પૂરવભવ સાંભળી પ્રસન્ન, જાતિ
સમરણ નાંન ઉપન્ન; દેખી ગૃહમણિ તણો વિ-
ચાર, જિનવર ધર્મ કરે અંગીકાર. ૮૮ વગતિ
સું આદરી વ્રત બાર, ઘેર આવી સાથે ભર-
તાર; જિનમતી દેવી એમ ભણે, રાત પડીક-
ન્યા એમ સુણે. ૮૯ પડિવજ્જુ ભલે જિનધર્મ,
કીઉં કૃતારથ માનવ જનમ; સુંદરી તુજ ટાળું
સંદેહ, દીવા ઉપરી રાખે નેહ. ૯૦ હું પણ સેઠ
સાગર દત્ત, જસ ઘેર મણિ માણિક બહુ વિત્ત;
સધૂઆ અવંતી જાણજે, પ્રતિબોધી જિનમતી
આંણજે. ૯૧ એમ કહી જઈ રહી વિમાન,
રજની ગઇ ભયું સુ વિહાણ; જિનમતી સૌધ-
ર્મથી ચવે, આવી સાગર દત્ત ઘેર હવે. ૯૨
સાગરદત્ત સુલ સાસું ભજા, સુદંસણા નામે અં-

ગજા; સહુસ્સ જીભ નવિ પામે પાર, અંગિલ્ર ખમી લાલાભાર. ૯૩ યોવન વય આવી જેટલે, જિનવર ભવન મળ્યા તેટલે; કન્યા બોલાવે બહુ હસી, સુદંસણાનિ સુણી ઉલ્હસી. ૯૪ દુહા. જિન ભવન પડી વરાણ, બાહર ભોમિ ગયં; ખંડણ પીસણ જલ વહુણ, રસ ગોકડા મહિલા. ૯૫ ચોપાઈ. સેવક તે જે પૂઠે રળે, પાસા તે જે દાએ ઢળે; મનોરથ તે જે માંગ્યા ફલે, સજન તે જે સુંહણે મિલે. ૯૬ એહજ તે જિનવરનુ ભવન, એહજ તે દીવાંનુ હવન;એહજ તુઇ સખી માહરી, એહજ હું પ્રિય સખી તાહરી. ૯૭ ફરી ફરી સાંભરે તે બોલ, નિરખે હરખે કરે કલોલ; ઇહા-પોહ કરતાં નાણ ભયું, સત્ય વચન કન્યાએ કહ્યું. ૯૮ સહી હસી હસી ભીડે નિજ ગાત્ર, પૂરવ પ્રીતિ તણી હોય જાત્ર; કન્યા સુદંસણા સુજાણ, એક એકનું કરે વખાણ. ૯૯ સામાયક પોસહ પચખાંણ, કરે એકઠાં નહી અભિમાણ; પાળે જિનવર પૂરી આંણ, દિન દિન પ્રતિ દીયે દીપ દાણ. ૧૦૦ સંયમ વ્રત પાળી આપણે,

જઈ બેઠા સર્વાર્થ વિમાને; છયલ પણી છેદી સ્રીવેદ, અવતરા અમર પુરૂષને ભેદ. ૧૦૧ વળી લહી એકજ અવતાર, પાળી સમકીત સુધ્ધ આ-ચાર; ઉતકટ આઠ કરમ ગજ દમે, મુગતિપુરી માંહી વીસમે. ૧૦૨ દીવા થકી મુગતિનું રાજ, ભોગવી નિજ નિજ સારી કાજ; સુણજો સકલ સંઘ જયકાર, પંચમો દીપ પૂજાઅધિકાર. ૧૦૩ પ્રીતિવિમલ ક્ષેમંપુરી માહિ કવી, અષ્ટપ્રકાર પૂજા સુરગવી; ભણતાં ગણતાં સંપતિ મળે, સાંભળતાં મહા મનોરથ ફલે. ૧૦૪ ઇતિ પંચ-મપૂજા અધિકાર સંપૂર્ણ. ૫

દુહા. જેઠોવે ભગતિ કરી, જિનવર આ-ગળને વજ; તરાજ તણા સુખ ભોગવી, પાંમે પદમની ભજ. ૧ નેવજ પિંડ જોટા હુઓ, ભગતિ હલીહીય કુમાર; સુરનર સુખ ભોગવી હુઓ, મુગતિ વધૂ ભરતાર. ૨ ચોપાઇ. ભરતખેત્ર માંહી ભાસરી, નિવસેખેમા નામે પુરી; ધમી લોકને બહુ ધન થતી, જાણે અવતરી અમરાવતી. ૩ સૂરજ તેજ પરે દીપતો, આપ તણાવે રીજી

પતો; રાજ કરે નામે સૂર સેન, યાચક જનવંછિત કામધેન. ૪ તાસ તણે વંષે એક હૂઇ, નામે ધન્યનગરી જૂઇ; રહ્યો ધ્યાન એક મુનિવરરાય, પુરની પોલે પરઠી પાય. ૫ નીસરતા પેસંતા લોક, દયાહીન કારૂના થોક; કો મારે લોઢે લાકડે, કો મારે ઈંટાલે ગડે. ૬ કોઠી કરી કો નાંખે ધૂળ, કો બોલે વાણી પ્રતિકૂળ; કો મુકે મસ્તક કાકરી, પામરજન મારે ટાકરી. ૭ કો પાટુ કો કુંહણી હણે, કો પાટલ કોઉ ટીપણે; ઉપસમરસ ખેડે સું ખલે; મુનિવર ધ્યાન થકી નવ ચલે. ૮ નગર તણો નિવાસી દેવ, કરતો મહા મુનિવરની સેવ; મુનિ દુહવ્યો દેખી આવીઓ, પામરજન ઉપર કોપીઓ. ૯ માર પડે મુનિ માથે ઘોર, હૈએ આશ ચિત રાખવું જોર; તતક્ષણ કેવલ પાસુયતી, પહોતો પરમાનંદની ગતી. ૧૦ કોપાટોપ ચઢો દેવતા, નગરી માંહિ લોક જે હતા; પીડે નીડે છળે, પામરજન પૂરવજન મળે. ૧૧ સકલ લોકે નગરી પરહરી, ઉચાલા ભરી ઉદ્દવસ કરી; વિનય સહિત બળ બાકલ લીએ,

સુર તુઠો વસવા થાન દીએ. ૧૨ નરનારી હીંડે નર મરે, હયહાડિ નવી જસ વિસ્તરે; ગવરીતણા હોય જે હાડ, ભૂપને વાત ભડાવે ચાડ. ૧૩ બિલા હાડી ગયું નવી વલે, લક્ષ્મી બળ ઉંટે નવિ મિલે; મીંટે નિજ આશ્રમ પરજાળે, પડસાલી કે છજું બાળે. ૧૪ રાસભ હાડ હોય ભુતળે, દંડે રાત્ર કલહ નવી ટલે; સ્વાન તણે નવિ સુખ આસના, વિવેક વિલાસ ગ્રંથ ભાસના. ૧૫ ભલી ભોમિ જોઇ આવાસ, થાપ્યા સવકે પુગી આસ; સકલ જીવને ખેમં કરી, લોકે નામ ઠવ્યુ ક્ષેમંપુરી. ૧૬ ઉજડપુર પાદર ઉજલું, જહાંછે રૂષભદેવ દેઉલું; જક્ષ રાજસીંહ રૂપે રહે, દુષ્ટ લોક દરશન નવી લહે. ૧૭ તેહ ભવન પાસે યુવાન, ખેડે ખેત્ર હલીક અભિધાન; દાલિદ્રી દુખીઓ વલી દાસ, અલછે આવી કર્યો નિવાસ. ૧૮ તે વાસો ખેમપુર માંહિ રહે, ધરણીં ઇંધણ પાણી વહે; ખંડે પીસે વલોવે મહી, પેટ ભરે તે પરઘેર રહી. ૧૯ કલથી કુરી ભૂત તાંદુલ, આણી તાસ હરે ઢોકલા; નિજ ભરતારને આં-

ણી દીએ, તે આછી ઉછાછાસે લીએ. ૨૦ દુહા.
ફરી કલથી કોદ્રવા, કટુઆ તેલહ ધાર; ટીપ
લોહી નવિ સંપજે, જો સમી સઉ વાર. ૨૧ આ-
પ્યા ચાવલ મુગદાલ, કર પટ દોડી કરી; રાય
ઉપર ગૌ ધૃત ભેલી, વાધે પ્રાંદ શરીર. ૨૨ ચોપા-
ઈ. તે તુ કહીએ દીઠું નવિ, ઘેર આવે આથમતે
રવિ; થાકયો પાકયો ભૂઈ વિસમે, એણિપેર દુખી-
ઓ દિન નિગમે. ૨૩ અન્ય દિવસ આકાશથી
મુનિ, ચારણ શ્રવણ આવ્યો મેદની; મુખ આ-
ગળ બેસીને લવે, આદિ જિણેસરના ગુણ સ્તવે.
૨૪ તું ઠાકર તું માયને બાપ, તું બંધવ તું ટાળે
તાપ; મદ મછર માયાએ નડયો, તુજવિણ ભવસા-
યર રડવડયો. ૨૫ હું માચી તુ માઈ દેવ, ભવોભવ
તાહરી માંગુ સેવ; હુ રાગી પ્રભુ તુંહ નીરાગ;
અબ મેં પાયા તાહરા પાગ. ૨૬ હું ચાકર તું
ઠાકર ધણી, આસ પૂરો સ્વામી અમ્હ તણી; સ-
રલે સાદ બોલાવે વ્રતી, સાંભળે હલીકુમર
નિજ શ્રુતી. ૨૭ આનંદ જલ ભરભરી લોયણે,
ભતીભરની પ્રભુધણે; હલ મુકીને આવ્યો હલી,

મુનિવર દેખી આસ્યા ફલી. ૨૮ મુખ બોલે ભગવન હું દુખી, મુનિવર તું દીસે છે સુખી; દોહલો માનવ ભવ લહી, સાંમી સુખ ભોગવીઆ તહી. ૨૯ સાધુ ભણે સાંભળરે અજજ, સુપાત્ર જિનવરને વજ; પુરવભવ કીધી જો હાણ, ‌તુ દુખીઓ દારીદ્ર જાણ. ૩૦ દુહા. દીયા જગમાંહે ભલા, દીયા કરો સહુ કોય; ઘરમાંહિ ધરચાં ન પાએ, જો કરી દીયા ન હોય. ૩૧ છઠુ નવ ઠાહુણિ ગયા, સાત હુઆ અપ્રમાણ; જિઉમે હાતિમ માનવી, આલઇ ગમે અયાણ. ૩૨ ચોપાઇ. સુણી વચન બોલે ભોગ હીણ, હું દુખીઓ દાલિદ્રી દીણ; આજ પછી ભોજન મધ્યખંડ, જિનવર આગળ ઢોળે પિંડ. ૩૩ મુનિ દીઠે આદર સનમાન, પ્રતિલાભી કરવું અનપાન; એણે કારણ આવી આખડી, જિનવર નામ ન મુકું ઘડી. ૩૪ સહગુરૂ વચન થકી પચ્ચખાણ, અદભૂત આદરે પાલે આંણ; હલી આવ્યો નિજ ખેત્ર ભણી, ઉપડી ગગને ગયો સોમુની. ૩૫ નિજ ઘરણી આણે આહાર. નિત

નેવજ મુકે જિનદ્વાર; દિન દિન પ્રતિ સંભારે નીમ, પચ્ચખાણનું પાલે સીમ. ૩૬ એક દિન ભુખે ભીડું ગાત્ર, ધરણી આણે અસુરૂં ભાત; જબ મસાળી મુખ આગળ લીએ, ચિત આવ્યું જિનવર કુલીએ. ૩૭ નિશ્ચય કરી અભંગ અખંડ, લઇ વાળુ જિન પૂજા પિંડ; મારગ બેઠો સ્વાપદ અરી, મુખ આગળ દેખે કેસરી. ૩૮ ચિંતે હલી હૈયા માહિ સજ્જ, કેણી વિધિ હું મુછને વજ્જ; ભૂખે ભરાડ સંતાપે દેહ, વિષમ વાત હુઇ તિહાં બેહ. ૩૯

यतः अहगलइ्सिडइपिठ्ठं । नह्रुयागालिगलंतिदोनयणा दोत्रिविसमाइंकज्जाइ । अहिनाछल्लुंदरिगहीआ ॥४०॥

ચોપાઇ. જીવીત મરણ ધરી અંગીકાર, જિનવર પુજવા નિરધાર; સત્વ ધરી ચાલ્યુ સાહસી, કંસિરી જે કસોટી કસી. ૪૧ જેમ જેમ પગલાં આવ્વા ભરે, તેમ તેમ કેશરી પાછો વળે; ભગતિ જે ભેટુ ભૂપાળ, એટલે સીંહ થયો વિસરાલ. ૪૨ દુહા. નેવજ મુકી આગલે, પ્રણમી જિનવર પાય; હરખે હૈડે હસતો, ભોજન કરવા જાય.

૪૩ જબ બેઠો ભોજન ભણી, તબ દીઠો એક સાધુ; ભુખ્યો નર ભગત્યે કરી, ચિંતવે આપું આદ્ય. ૪૪ ચોપાઇ. આદ્ય ભોજન આપી રહ્યો, એટલે બીજું આધુ ભયું; ત્રિવર રૂપ કરી સંચરે, ધર્મ લાભ મુખે ઉચરે. ૪૫ તેહને દાન દીએ દાતાર, વલી કરવા બેઠો આહાર, એટલે ત્રતીય યતિ સણગાર, બાળક રૂપે આવ્યો અણગાર. ૪૬ પ્રતિલાભી સત્રળો તે સભાત, અનુમોદે આતમા શું વાત; યક્ષ રાજા અવધિ શું દહે, જો તું બહુભાવે ચહે. ૪૭ પ્રગટ રૂપ કરીને જક્ષ, મુખે બોલે હુ તાહરો સિશ; માગ માગ વર આપુ હસી, તાહરી મતિ જિનપુજા વસી. ૪૮ વળતું માગે હલીકુમાર, મુજ ઘેર લક્ષમીનો અવતાર; રાજ રિદ્ધી રલીઆતિ આપ, જો તુઠો તુ દાલિદ્ર કાપ. ૪૯ રાજરિદ્ધિ લક્ષમીનો વર, આપી થાનક પહોતો અમર; હલીક કુમાર હૈયે ગહગહે, સકલ વાત વનિતાને કહે. ૫૦ પૂજા ફલ અનુમોદે નાર, પ્રતિલાભ્યા સાધુ ત્રણ વાર; જિનવર ભગતિ વિભાવે ઘણી, ધન્ય

ધન્યરે મુજ ઘરનો ધણી. ૫૧ અનુમોદના થકી પુણ્યરાસ, ઉપરાજી આવ્યા આવાસી; સંગત ફળ લાગે તે સહી, ચંદન પાસે સુકડિ કહી. ૫૨ એહવે સૂરસેન નૃપ તણી, પુત્રી એકછે સોહામણી; વિષ્ણુ સરિતા મેં નીરખીએ, રૂપે વિષ્નસિરી પરખીએ. ૫૩ સ્વયંવર મંડપ તસ કાજ, મંડાવે તે બહુ તદવાજ; તેડ્યા દેશ દેશના ભૂપાળ, સણગારી આવાસ અટાલ. ૫૪ આવ્યા નૃપ સોહાવે શરીર, મંચક ઉપર બેઠા વીર; મુંછ મરડે આરોગે પાન, જાણે ચઢીઆ અમર વિમાન. ૫૫ શિર ઉપર તાડે આતપત્ર, આગળ નાચે નવ નવ પાત્ર; મુખ આગળ ચામર વીજાય, સોહે એક રાણાના રાય. ૫૬ હંસી પરિ આવે મલપતી, યોવન ભરિ જાણે તીર ચઢી; વાજિત્ર ભેરી ભુંગલ સંખ, નાદે મળીયા લોક અસંખ. ૫૭ વાજિત્ર શબ્દ સોર સાંભળી, હલ ઉપર ચઢી આવ્યો હલી; અનુક્રમે દેખાવે પ્રતિહાર; કેમ પામે લખ્યા લેખ, પદમની પરહરે ભૂપ અસેખ. ૫૯ મોટે મંડપ મિલીયા બહુ,

જોવા નર નગરીના સહૂ; પુણ્ય વિના કેમ પુગે
રલી, કુંવરી વર વરીઓ તે હલી. ૬૦ દુહા.
સુણી વાત ધરણીધરા, લજ્જા ભરી અધોમુખ;
સકલ નીસાસો મુકતા, ચિતમે હુયા વિલખ.
૬૧ ભલે સિરયુ નિસાસડો હીયડે ઉફાટ મરંતી,
આધુ દુખ સહંતિ; જો નહોત નીંસાસડુ, તુહે
પાટી મરંતિ. ૬૨ માંહોમાંહિ બોલે અસ્યું, ભુ-
પતિ ભયા સકોપ; રાય રાણા મુકી વડા; હલીય
વરયો કુણ ચોપ. ૬૩ ચોપાઇ. તે સૂરસેન ઉપર
કોપીયા, એવડી વાત હતી જાુહયા; હીંલી નર-
વલ હુઓ આજ, ભો ભુપતિ મેલ્યા કુણ કાજ.
૬૪ હલિક સહીત હણસે તુજ, ભૂપતિ ભલાં ક-
રશે ઝુજ; સયંવર ફેર માંડીએ, કે વર માલા
પાછી દીએ. ૬૫ જસ ઘેર બહુ મતની લાલિ-
કા, તું કુંવારી રહે બાલિકા; બહુ માંમા ઘેર દીસે
હેજ, અનપાન ન મળે ભાંણેજ. ૬૬ હર્ષે હોમ
કરયા અતિ ઘણા, તોહે વીર ન હુઆ આપણા;
જાખ સેખ પૂજે જો જણા, તો મિલસે એ પાટણ
પરહુણા. ૬૭ શીખવીને મોકલીયા દુત, સૂરસેન

રાય કન્હે પહુત; મુખે બોલે કોપ્યા ભુપતિ, કુમરી હાલી કરે કેમ પતી. ૬૮ રાજન ભણે નહી મુજ દોષ, અવગુણ વિના નકી જે રોષ. કુંઆરાં કહીએ સઉ વરાં, કન્યા મનવાંછિત વરે-વરાં. ૬૯ વલતી વચન સુણીને ભુપ, કોપાનલ તે થયા કુરૂપ; હલિક હણીને લેશું માલ, જે પક્ષ કરે તેહનાં કાલ. ૭૦ હાંકી હાંકી હકાર્યો હલી, મુકી માલા જેમ જાઅરી; હલી ભણે જેમ શતખંડ કરો, એહ વચનરે મત ઉચ્ચરો. ૭૧ સુરસાંનિધ થકી કોપીઓ, ભણે પુણ્ય તુમ્હો કાં નવી કીઓ; પુણ્ય કાજ પાછા જો પડો, તો મુજ સાથે કરિ લડો. ૭૨ જો સંગ્રામે તુમ્હેછો ઘણા, તમ દાંતે લેવરાવું ત્રણા; સહસ્સ બદ્ધ હાથીનો હલ્લો, કેશરી મદ ગાળું એકલો. ૭૩ ચંડ સીહ કોપે કલકલે, હણુ હણુ મુખે એમ ટલવલે; છેરે પાસે કો ભડીભ, મૂળ થકી કાઢો હલી જીભ. ૭૪ સામી વચન સુણી સુહડા, એહ ઠેલે એક નાખે ગડા; એટલે હલી હુઓ ધસમસી, હલ જાલી નાડી કેડ કસી. ૭૫ ફેરવે હલ મૂસળ

જેમ ભીમ, અગનિ ઝાળ મુકે બળેસીમ; નાઠા સુભટ સર્વે પરહરે, નિજ સામી સરણે ઉગરે. ૭૬ મહીધર માંચા થકી ઉતર્યો, રાય રાંણા રીસે બહુ ભરયા; હાક દીએ હલી પાછલ ફરે, બહુ કુંજર વીટે કેશરે. ૭૭ હલ ફેરવી મુકે સીતકાર, ગોફણ ગોલે ઉડે ઝમર; અગની ઝાલ જલત હલ રૂપ, દશ દિસ નાઠા જાય ભૂપ. ૭૮ અરિ કુંજર કુંભસ્થળે વસે, તેમ ભેદે હલીહલ અંકુસ્યે; બળ મુકી મુખે પાડે ચીસ, મદગલિત નમાવે સીશ. ૭૯ ચંદસીહ પ્રમુખે પત ગર્યો, કો કૃતાંત કાલ અવતર્યો; કે દેવ કે જક્ષ રાક્ષસી, કે મોટો માંનવ સાહસી. ૮૦ ચિંતવી શરણ ગયા તેહ તણે, ચરણ વિલગ્યા એણીપરે ભણે, આજ ભયા અમ્હે મૂઢ અયાણ, સામી તુમ્હ વરતાવો આણ. ૮૧ દુહા. રાગ ધન્યાશ્રી. માય બાપ બંધવ બહુ, હરખે હુઆ સફાર; કુમરી મનવંછિત વર, નામે હલી કુમાર. ૮૨ ગુણ અવગુણ જોહે નહી, જો મન માને આપ, ઇશ્વર ચાંપુ પરહરી, કુસમ ધનૂરા વ્યાપ. ૮૩ ઓ-

છવ સું સૂરસેન નૃપ, પરણાવે સમખ્ય, રાજ-
પાટ પદ થાપીઓ, પેખો પુણ્ય પ્રતખ્ય. ૮૪
ઢાલ. અરિહંતને ભજો ફલે, પરણ્યો રેહલી
પદમની નારી તું; પુણ્ય તણા ફ્લ કેલવે, મેળવે
રેરંગિ રાજનો ભાર તો. ૮૫ અરીહંત૦ ભૂપ ભલા
સહૂએ મલી, થાપ્યોરે નિજ સામી સમાન તો;
માન દેઇ ઘેર મોકલ્યા, સુરે દીધલાં વર બી-
ડીનાં પાંન તો. ૮૬ અરિ૦ જક્ષરાજ એણીપેર
ભણે, આજ પોહોતીરે તાહરા મનતણી આસ
તો; દાલિદ્ર દુખ દુરે ગયું, વલિ માંગિનેરે હું
તાહરો દાસ તો. ૮૭ અ૦ વલતો માંગે હાલીઓ,
તુંતો વસ્યનેરે ધન્યપુરી આજ તો; રાજ કરો
રળીઆમણું, નિતને વજરે મુંકુ જીનરાજતો.
૮૮ અ૦ કનકમણિ માણિક તણી, માંડી હાટની
રેવલી વારૂ ઉલી તો; ગઢ મઢ મંદિર માળીઆં
રૂડા નગરનીરે સોવનમે પોલ તો. ૮૯ અ૦
રાજભુવન સુર સારિખું, નીપાઇલુંરે જક્ષ
ગયો મનરંગે તો; ભોગવે સુખ સુરપતિ સામા,
હવે અપછરારે બહુ નારીને સંગતો. ૯૦ અ૦

એહ લોકે પરતક્ષ ફલ્યું, જો દીધલુંરે નેવજનું દાન તો; માન પામ્યો મહી મંડલે, વજડાવુરે પડહ હો પરધાન તો. ૯૧ અ૦ દુહા. દિન દિન પ્રતે પુજતો, રૂષભજીનેરે નેવજનો પિંડત; આણુ પળાવે આપણી, જેમ ચક્રીરે સાધે ખટ ખંડતો. ૯૨ અ૦ દુહા. વિક્ષસિરિ વનિતા ઉચરે, અવતરીઓ પુણ્ય હેતુ; જક્ષરાજ જીવ જાગતો, હલીકુમર કુળ કેતુ. ૯૩ કુમુદ નામ કીધુ તસુ, માત પિતા મન કોડ; વાધે કલ્પ તરૂપરે, અંગે નહી એક ખોડ. ૯૪ ચોપાઇ. રાજભાર દેઇને તાસ, હલિય ભૂપ વિચરે ઉદાસ; ભોગવી આયુ ભયુ સુખ ભરી, વૃંદારક સૌ ધર્મ સુરી. ૯૫ આપ તણી દેખીને, જ્ઞાનય રૂપે જુએ સુદ્ધિ, સૌધર્મે આ૦યો કોણ લેખ, જિનવર નેવજના ફલ દેખ. ૯૬ હલીદેવ રજનીને મધ્ય, પુત્ર આપણાને દીએ બુદ્ધ; મધુરી વાંણી બોલાવે તાત, કહે અરિહંત નેવજ અવદાત. ૯૭ જો જિન આગલ નેવજ દીદ્ધ, તો મે પામી સુરની રિદ્ધ; તુજ પ્રસાદ પામ્યો જિન મર્મ, તું કરજે

જિનવરનો ધર્મ. ૯૮ વિસ્મૃત હૃદય થયું પ્રભાત
સંભળાવે મુજને કોણ વાત; રૂપ આલોપ રહ્યો
કહે તેહ, ચિંતે ભૂપતિ પુછું તેહ. ૯૯ અવર
દિવસ આવ્યો જેટલે, કાંતો સુર પુછું તોટળે;
કોણ રાતે કરે સંતાપ, નિદ્રા ભેર જગાવે આપ.
૧૦૦ વળતો સોસુર દીએ જવાબ, પુરવભવ
હુ તાહરો બાપ; નેવજ થકી અમર સુખ લહ્યાં,
રજની મધ્ય આવી મ કહ્યાં. ૧૦૧ તે માટે તું
નેવજ મુક, રૂષભદેવ પુજા મમ ચૂક; તુજ પ્ર-
તિબોધન આવ્યો હેવ, તું કરજે જિનવરની સેવ.
૧૦૨ પ્રતિબોધી જિનવરનો ધર્મ, પહુતો હલી
દેવ નિજ હર્સ; સુરનર સુખ ભોગવી અનોપમે,
મુગતિ વરે તે ભવ સાતમે. ૧૦૩ અરિહંત ને-
વજ કહ્યો વિચાર, ભવીક જીવને સુખદાતાર;
સુણાયો સકલ સંઘ જયકાર, છઠો પિંડ પૂજા
અધિકાર. ૧૦૪ પ્રીતિ વિમલ ક્ષેમંપુર માહિ
કવી, અષ્ટપ્રકાર પૂજા સુરગવી; ભણતાં ગણતાં
સંપતિ મળે, સાંભળતાં મહા મનોરથ ફળે.
૧૦૫ ઇતિ છઠી પૂજા અધિકારઃ સંપુર્ણઃ ૬

દુહા. વર તરૂવર ફલ અંચી. જે અરિહંત રુપ કંદ; જનમ તરે મનોરથ ફળે, ઉપસમે વિઘન ઉલંડ. ૧ ફળ પૂજ્યે ફળ પામીએ, મનોહર મનવંછિત; જેમ પામ્યો સુક જ્યાં મળે, દારિદ્ર નારી સહત. ૨ રાગ સાંમેરી. જંબુદીપ વારૂ વાટલું, તહાં ભરતખેત્ર ભાલજ ભલું; સાંભળુ અથવા અઠમિ ચંદલુ એ. ૩ અલકાપુરી સમ જાણીએ, કુંચન નયરી વખાંણીએ; પીછાંણી ધર્મવંત ધનીજનાએ. ૪ જયસુંદર તસ રાજીઓ, જસ પ્રતાપ પડો વાજીઓ; જેમ આસાઢે મેહુલો એ. ૫ નગર વન માંહિ સોહામણું, દેવલ એક જિનવર તણું; અતિ ઘણો ઓછવ કરે નરેસરૂએ. ૬ તે આગળ એક આંબલો, તેણે નિવસે સુડી સુડલો; અતિ ભલું નીલ કમલદલ સારી સોએ. ૭ ઓછવ દિન એક સોહાવીઓ, અરનાથ જિન ગાવીઓ; આવીઓ રાજા રાણી પરવર્યો એ. ૮ સુંદર સરસ ફળે કરી, અરિહંત આગલ પૂજા ભરી; અતિ ખરી મોહણગારી માનવા એ. ૯ દુખીણી દાલિદ્ર નારીય, તેહને ન મળે એક

સોપારીય; સારીય જિનવર પુજા કરે એ. ૧૦
તે ધન્ય જે જિન પુજીએ, પુજા તણી વિધિ બુ-
ઝીએ; ધ્રૂજીએ પાતિક તરૂવર પાનડાંએ. ૧૧
એમ ચિંતવતાં સૂડલો, સૂડી સાથે સુડલો નીલડે;
નિરખીઓ અંબડાલડીએ. ૧૨ આ સ્વાદિ ફળ
અંબના, મનોહર મોટા લૂંબના; લૂંબના દેખી
ફળ એક માગીએ. ૧૩ વળતી સૂડો એમ ભણે,
કસ્યું કરે સફળ અંબન તણે; મન ઘણે જિન-
વર પુજા કીજીએ. ૧૪ ફળ પુજ્યે ફળ શું હોય,
જિનવર આગળ મુજ કહે; જો હોય પુણ્ય ઘણુ
તો આપીએ. ૧૫ દુહા. વર તરૂવર ફળ અંચીયે,
જો અરિહંત ઉપકંઠ; જનમાંતર મનોરથ ફળે,
ઉપસમે વિઘ્ન ઉલંઠ. ૧૬ ચોપાઈ. ચઉથ પુણ્ય
પામે ચીંતવે, છઠ ભગત હોએ ઉઠવે; ગમનાં-
રંભ અઠમ ફલ નરાં, મધ્ય ભાગ ઉપવાસ
પન્નરાં. ૧૭ માસ દિવસ દીઠે મુખકમળ, કરજોડી
સંવછર ફળ; સો ઉપવાસ પુણ્ય પૂજવે, સહસ
લાભ હોય વિલેપવે. ૧૮ કુસમમાલ ચઢાવે લાખ,
ઉપવાસ જિનવર એહજ ભાખ; અનંત પુણ્ય

હોય ગીતગાન, જો નાચે અરિહંતને ધ્યાન.
૧૯ દુહા. એહ ફળ જિનવર મુખ થકી, સાંભળ્યું
મેં નિરધાર; દાલીદ્ર ફળ વિમલ, મુજ આપને
એક દાતાર. ૨૦ નાગી પહેરે થાપણું, ભુખો
ખાએ બીજ; બાંધ્યો વેચે છોકરાં, દાલિદ્ર એહ
પતીજ. ૨૧ ચોપાઈ. ડોકરીને ફળ આપું એક,
જિનવર પુજ્યા ધરી વિવેક; બીજે ફળ પુજે
સૂકતામ, સુડી સહીત કરે ગુણગ્રાંમ. ૨૨ ફળ
મુકીને કરે બકોર, અમ્હે અજ્ઞાંન પસુને ઢોર;
જે તુ વિધિ પિંડત સાચવે, તેનું ફળ આપો
પ્રભુ હવે. ૨૩ ચોખે પરીણામે ફળ ઘણું, હુએ
લાભ પસુ પંખી તણું; ડોકરી સુરલોકે અવતા-
ર, પામી દાલિદ્રનો નિસ્તાર. ૨૪ ગંધિલા નગરી
સુર નરેસ, રત્નાદેવી ઉવરી નિવેસ; સુક જીવને
પુણ્ય બોહલું, ઉપન્યો માડી ડોહલુ. ૨૫ દુર્બલ
દેહ દેખીને રાય, પુછે ભદ્રે કાંકૃશ કાય, સંતાપી
દુહવી તુજ કોણે, મુજ જીવતાં રાજ આપણે.
૨૬ મુજને ડોહલો ભયો આકાલ, જાણુ અંબ
આરો ગુરસાલ; કઠિન કામ સંઘાતે બાથ, તુમ્હને

કહુ કસ્યું પ્રાણનાથ. ૨૭ દયિતા વચન સુણી ખડખડયો, ચિંતા દુખ સાયર માહિ પડયો; ભુપ ભલો નિજ મસ્તક ભાર; ચિંતે કેમ ઉતરવો પાર. ૨૮ કેમ પુરૂં રાંણી અભીલાખ, ન મળે આજ આંબાની સાખ; ડોહલો નવિ પુગે જો દેહ, મરે નારી એ નહી સંદેહ. ૨૯ એહવે દુરગગ નારી દેવ, અવધિ જ્ઞાન પરૂપે હેવ; રખે સુક જીવ અભ્યસ્યું. ૩૦ એણે મુજને કરયો ઉપગાર, ફળ આપુ પુરવ એક વાર; તે માટે આંબા લેઇ ધરૂં, માત મનોરથ પુરો કરૂં. ૩૧ પુરવ સુડા જીવે લાખ, આરોગી આંબારી સાખ; ઉપજે કર્મ સમુ કલમલુ, જીવ જસ્યો જામે ડોહલું. ૩૨ દુહા. શ્રણી કથરી બે ઉપનાં, કોણ મેઘ કુમાર; એક મનોરથ માંસનો, એકને મેઘ મલ્હાર. ૩૩ એક ખાઈ બહુ ઠીકરાં, એક શ્રીફલનાં ખંડ; ગર્ભ તણે અનુસારડે, માતા પોસે પિંડ. ૩૪ ચોપાઈ. સારથવાહ તણું રૂપ કરી, જાઉ છાબડી આબાં ભરી; આર્વા નૃપ ઉતારૂં પાર, માય પુત્રને હોઈ જયકાર. ૩૫ એમ ચીંતવી હુ-

ઓ સછવાહ, ભરી છાબ સહકાર પ્રવાહ; અદ-
ભૂત આંબ તણા ફળ જોઈ, નરપતિ આગળ
આણે ઢોઈ. ૩૬ પૂછે ભૂપ અકાલિ તબ, ફળ
પામ્યાં કીહાંથીરે અંબ; સછવાહ કહે સુણ હો
રાય, રત્નાદેવી ગર્ભ પસાય. ૩૭ દુહા. સજ્જન
સ્વકીય ન વીસરે, જંકી જે વેલાય; મીઠા ભોયણ
દુ૦વયણ, એ વિસરે મુપાય. ૩૮ વૃદય મઝારે
રાખીયે દેવ ગુરૂપર ઉપગાર; વચન સુભાષિત
સાંભલ્યું, જે કરચું વલી અંગીકાર. ૩૯ ચોપાઈ.
એમ કહી થાનકે સુર ગયો, રાજા મન રલી-
યાતજ થયો; ચિંતે જનમાંતર છે કોઇ, કઈ બાંધવ
કઈ મિત્રજ હોય. ૪૦ પરોપકારી કઈ દાતાર,
પૂરવ ભવ કઈ સુર અવતાર; સછવાહ રૂપે આ-
વીયો, છાબ ભરી આંબા લાવીયો. ૪૧ પૂરિ
લાલચે પ્રસ૦યો પૂત, શુભ લગન વેલા શુભ
મહુરત; લક્ષણવંતો ને ગુણવંત, જાણે સુર
આ૦યો એકાંત. ૪૨ જનમ વધામણી દિએ ન-
રિંદ, હરખે રાજે જીનવર ચંદ; સ્વામીણ વછલ
વરતાર, મોટા મંડાવિ સુત્રાકાર. ૪૩ પ્રીતે દાન

દેઇ અભિરામ, શુભ લગન મહુરત શુભ ઠાંમ; માત મનોરથ ફલે સિકાર, થાપ્યું નામ ફલ સાર. ૪૪ યોવન વયે માંડ્યા જબ પાગ, કનક કાંતિ ઝલકે શોભાગ; કુમર રૂપ દેખીને ચોપ, લાજ થકી થયું અનંગ અલોપ. ૪૫ પછે મરાતિ સમે સો અમર, સરલ સાદે બોલાવે કુવર; જાગ જાગ ભૂપતિના પૂત, પૂરવ ભવ કીધા પુણ્ય બહુત.૪૬ ભાવ સહિત આંબાનું ફલ, ઢાયું જીન આગળ નિર્મલ; તાસ પ્રભાવે લાભ ઘણો, મઈ પામ્યો સુખ અમરાં તણો. ૪૭ ભાવ થકી બ્રાહ્મણ સેડકો, મરી ઉપનો જળ દેડકો; મહાવીર અક્ષર સુણી કાન,દેડક ફીટ્રી થયો નિર્વાણ. ૪૮ તુજ માતા અભિલાખે નડી,મેં આણી આંબા છાંવડી; આસ્વાદી પામ્યો બહુ ખેમ, જનમાંતરે તુજ મુજને પ્રેમ. ૪૯ પૂરવ ભવ તાહારી જે પ્રીયા, હમે રૂડી સુડી સ્ત્રિયા; ફળ મુકું એક બહુને લાભ, રાજકુવરી થઈ તજી કુલાભ. ૫૦ વળી સાંભળી સુંદર સુયડી, સમરકેત રાજા ધૂયડી; સયંવર મંડપ તસ કાજ, મંડાવ્યોછે જાઉ આ-

જ. ૫૧ મસ્તક શૂક યુગલ આકાર, થાપી ઘર રહેજે પળ સાર; તે દેખી કુવરીને નાણ, ઉપજસે બહુ કરે વખાણ. ૫૨ વરમાલા વસે તુજ કંઠે, પૂરવ ભવ પ્રેમ બાંધી ગાંઠે; એમ કહી ચાલ્યો સુર ઘરે,રાજકુંવર આવ્યો સંવરે. ૫૩ માથે શુક યુગલનું ચિન, અદ્દભૂત રૂપ સોહાવે વિધ; દેખી શુક યુગલ ચિંતની, સાંભરીયો ભવસી મંતનો. ૫૫ ચંદ્રલેખા કન્યા કસમસી, દેખી શુક યુગલ હૈયે હસી; કુવર પાસે ચાલી ચડવડી, કંઠે ઠવી વરમાળા વડી. ૫૫ નરપતી સહુ દીયે સતકાર. ૫૬ દુહા. મધુકર રાચે માલતી, વર કમલે વર હંસ; કોયલ રાચે અંબસુ, તેમ કુવરી વર અંસ. ૫૭ સરખો સંયોગ તો મળે, જો હોયે પૂરવ લેખ; દંત સોહે દાડમ કળી, જો હોયે રાતી રેખ. ૫૮ ચોપાઈ. પરણાવે રાજા નંદની, સકળ લોકને થઇ વંદની; કર મુકાવણ આપી દાન, ઘેર મોકલે દેઈ સનમાન. ૫૯ આવ્યો કુવર લેઇ ઘેર વશા, સુખ ભોગવે જસ્યા ત્રિદશાઃ ચંદ્ર લેખા સાથે સુખ લીન, રાતદિવસ

એમ રહે જળ મીન. ૬૦ દુહા. માણસ પાચે
માછા ભલા, સાચા નેહ સુજાણ; જોજળ કીજે
જુજુઆ. તો તસ છુટે પ્રાણ. ૬૧ પડી વને દે-
ડક ભલાં, જળ વિણ ક્ષણુ ન રહંત; જેમ દે-
ડક તેમ માનવી, પ્રીતે પ્રાણુ ન જંત. ૬૨
ચોપાઈ. કાંમનીને કુમકુમ કેવડો, વજુલ કુર ક-
પૂરે વડો; કોમલ કપડ કવિતા પૂર, એ જીન પૂજા
ફળ અંકુર. ૬૩ અવર દીને જપે સુરેંદ્ર, મેલી
સભા અમરના વૃંદ; ફળ સાર કુંવરને ઘેર, મન-
વાંછિત પહોચે દેવ પેર. ૬૪ વળતો એક બોલે
સુપર્વ, સુરપતી મ કરીએ એવડો ગર્વ; મનુષ્ય
અંગે મોટી એક ખોડ, મનવંત પહુચે નહીં કોડ.
૬૫ દુહા. કોયલ કહેરે બપૈયા, ઉચો ચઢી મ
રોય; થોડે થોડે દુખડે, દીધુ દીઠે સહુ કોય. ૬૬
ચોપાઈ. વિખ ધર રૂપ કરીને ધરયો, કુંવર પ્રિયા
અંગે જઇ ડસ્યો; હાહાકાર હુવો ઘરે શોક, ગામે
ઠામે ઠામ મળિયા બહુ લોક. ૬૭ મંત્ર તંત્ર
વિદ્યા ગારૂડી, તેડાવ્યા વઇદ બહુ જડી; મહોરા
મંત્ર ઘસી જળ પાય, તોયે વિષધર વિષ ન-

જાય. ૬૮ સુર આવ્યો ગારૂડી રૂપ કરી, મુખે બોલે સુર તરૂ મંજરી; જો હોય તો જીવે નાર, નહિ તર વિપરિત બુદ્ધે વિચાર. ૭૦ તબ બોલે ફળ સાર કુમાર, લાવુંરે મંજરી એક વાર; તત્ક્ષણ ત્યાં કિણિ દુર્ગંધ દેવ, આવું સુર તરૂ મંજરી લેવ. ૭૦ તબ ગારૂડી રૂપ થયુ વિગોપ, કુંજર રૂપ કરી કરે કોપ; સીંહ રૂપ કરી સંવરે, તોયે નવિ કુંવર ચિત ધ્રૂજે. ૭૧ પ્રગટ થઈ સુર બોલે અસ્યુ, બહુ માયા મંડી મઇ કસ્યુ; ઇંદ્ર વખાણે સુખ અમરીક, મન માહારે તુ વસ્યો અધિક. ૭૨ માંગ માંગ વર આપુ ઇછ, સકલ પુણ્ય પોતે તુઝ દીઠ; અમર કને માગી માન ધરી, દેવલોક સરસી કરી પુરી. ૭૩ કુંચન મણી રયણ પ્રકાર, નીપાઇ નગરી આકાર; સાજી કરી ગયું પ્રિએ યસી, દેવ લોક સરસી પુરિ વસી. ૭૪ દેખી નવલુ નગર નિવેસ, હરખ ધરે પ્રજા સાર નરેસ; રાજ ભાર સંઠવી આપણો, સૂરરાય દીક્ષા લીએ સુણો. ૭૫ દયિતા સહિત કુંવર અભિનવે, અરિહંત ફલ પૂજા સંઠવે; વિષય સુખ

ભોગવતાં ભલો, અનુક્રમે પુત્ર જાયો ગુણ નિલો. ૭૬ ચંદ્ર સાર બંટાને ભાર થાપી, ભુપતિ ભયો અણગાર; નારિ સહિત સંયમ વ્રત પાલિ, જઈ બેઠો તે શુક્ર સુરાલિ. ૭૭ દુર્ગય દેવ કુવર કામની, સત્તમ ભરિ મુગતિ ગામિની; સુણજો સકલ સંઘ જયકાર, સાતમુ ફલ પૂજા અધિકાર. ૭૮ પ્રીતિ વિમલ ક્ષેમપુરિ માંહિ કવિ, અષ્ટ પ્રકાર પૂજા સુર ગવી; ભણતાં ગણતાં સંપતિ મિલે, સાંભળતાં મહા મનોરથ ફલે. ૭૯ ઇતિ સપ્તમ પૂજા અધિકારઃ ॥ સંપૂર્ણઃ ॥ ॥ ૭ ॥

દુહા. જો પૂજે જીનવર આગલે, ભાવ ધરી જલ કુંભ; તો પામે કલ્યાણ ફળ, યમ પામુ પ્રિયા બંભ. ૧ કુણ બ્રાહ્મણી કેહની વહુ, કેમ મુકય ઉજલ કુંભ; બોલ વિચાર વિગતે કહુ, સાંભળો પરિહરી દંભ. ૨ ચોપાઈ. ભરત ક્ષેત્રમાંહિ બ્રહ્મપુરી, જાણે ઇંદ્રપુરી અવતરી; નિવસ્યે બ્રાહ્મણ કોડા કોડ, ભૂપતિ શિર નામે કરજોડ. ૩ તેહ માંહિ ચિહું વેદ તુ જાણ, વસે વિપ્ર સોર્મલ અભિ ધાન; પ્રિયા તાસ સોમા બ્રાંહ્મણી, થોડે

ગહને કરે રીસ ઘણી. ૪ જગ્ન દત્ત બેટો જાણીયે યજ્ઞા પાવ મુખે વખાણીએ;નિરમળ વંસ વિમલ આતમા, સોમ સરી નામે પ્રીયતમા.પસહજે શરીર અછે ધર્મ તણી, વિનયવંતને વહુ કર્મણી; સીળવતી સોભાગજ ઘણુ, વચન ન લોપે સાસૂ તણુ. ૬ દુહા. સાસૂ સસરા દેવ ગુરૂ, જે ન વિલોપે આણ; સહુવે તાસ વહુ તણુ, ઘેરઘેર કરે વખાણ. ૭ સાસૂ સુકંદલ કરે, બાળક સાથે રીસ ભાભા સુંભટકે બળે, અવ નીત વહુ જગીસ.૮ ચોપાઈ. કાલાંતરે સસરો સોમિલો, વિધિ વસ્યે મૂઓ એકલો;મૂઆપછી કસ્યુ આવેન ભોગ,એક અજસ બીજું સોભાગ. ૯ મંચક થકી માનવ મુકીઓ, ધરણી તલિ નિવાસ કીઓ;માહરૂં માહારૂં કરતો આસ, જાઈ જીવ તે સુણો નિવાસ.૧૦ કેની વહુને કેના પૂત્ર, હકના એ દીસે ઘર સૂત્ર; જો ઘર સારૂ દીજે દાન, તો પરભવે પામે અન પાન. ૧૧ દુહા. સોની રૂપા સાવટુ, અરથ ગરથ ભંડાર; ગોરૂ ગોરી છોકરાં, કોણે ન લીધા લાર. ૧૨ સંપતિ દેખી આપાણી, પ્રીતિ કહઇ

જીયુ જાગ; દો લોચન મિચ્યાં પછે, નહીં
આવે તુજ ભાગ. ૧૩ ચોપાઈ. તાત તણુ મૃત
કારણ કીજે, ઠામે ઠામ તેડાવ્યાં દ્વિજ; સુંદર
સાલ દાલ બહુ ધાન, પોઢા કેલવીએ પકવાન.
૧૪ બોલાવે સાસૂ સોમસિરી, લાડી લાવો કુંભ
જળ ભરી; તુજ સસરાને દિન બારમે, તેડયા
દ્વિજ આવી જમે. ૧૫ ઘડો લેઈ ચાલી અંબ
ભણી, સોમસિરી જળ લેવા ભણી; ભરી ઘડો
જળ પાછી વળી, એટલે મુનિવર દીઠા મલી.
૧૬ દીએ દેશના ઘટ ભરી નીર, મુકે જો જી-
નવરને તીર; દિન દિન પ્રતે ઘડો ચિત ધરે, તો
સંસાર સોહિલો તરે. ૧૭ અનુમોદે પર પૂજા
જોય, પરભવ રાજ પાંમે પ્રતીબોધ; ગરહે નંદિ
જો વલી કોય, પરભવ પ્રત્યક્ષ દુખીયો હોય.
૧૮ સુણી વહુ મુનિ મુખ વાણિ, ઘડો લેઇ
આવે જીન ઠાણિ; જીન આગલે નિરમળ જળ
ભર્યો, મુકી મનોરથ પૂરો કર્યો. ૧૯ દુહા. વિધી
ન જાણુ વિગતસું, મુઢ મુરખ હું નાર; મુકયો
મે કુંભજ ભર્યો હવે તુ સામી તાર. ૨૦ સામી

ચંદ ચકોર જ્યું, તુજ મુજને છે નેહ; તે કબહી તુટે નહીં, પગ પડે જો દેહ. ૨૧ ચોપાઈ. ભાવે સું પૂરતિ બંધુ રહે, સોમસિરી આવે મંદીરે; સહી સમાણી જે સાહેલી, તે જઇ સાસૂ થઇ વાહલી. ૨૨ કારેલી લીબડ આધાર, વિખ વાટિ વલિ દેઉ વધાર; ખરડ ઉચ્યાં દેઉ પરી ખાર, કોપી સાસુ સુણી પુકાર. ૨૩ કુતરી પરે કોપાનલ ચઢે, સોમા સાસૂ વહુસું વઢે; મુખે બોલે કહેરે સાપિણી, કોને કુંભ આપ્યો પાપિણી. ૨૪ વળતી વહુઅર એમ ઉચરે, આપ્યો જગદીસર દેહરે; કહેની તું કયાં તે જગદીસ, ફોડ્યું કાં નવિ તેહને સીસ. ૨૫ ભડભડતી ભડકાવે કડી, હાથે કરી વારૂ લાકડી; પેસેછે કેમ ઘર માંહિ આજ, વહુઅર લોપી સાસૂ લાજ. ૨૬ આડોસણ પાડોસણ મળી, અ સમજ સમ બોલે આકુલી; એક કહે સાસુ સંખણી, વહુ સાથે વળગે વાઘણી. ૨૮ એક ભણે સાસુ કસ્યું વાંક, વહુઅર નગણે કહની સાંક; સાસુ સસરા થકી નવિ બીહે, વિના પુછે કેમ જળ કુંભ

દીયે. ૨૮ એક ભણે સાસુ કર્કસા, ગજા ગાંઠ વિ-
ણ ઝગડા અસ્યાં; એક જાણી જોવા ધસે, એક
પાડોસણ હડ હડ હસે. ૨૯ સાસુ ભણે સાંભ-
લરે વહુ, પાડોસણ જોવા મળી સહુ; ઘડા સ-
હિત ઘેર આવિશ કસાંઠ લોદે લીહ પટોલે
ગાંઠ. ૩૦ દુહા. જેહને બોલે બંધ નહીં, નહીં
પંચકી લાજ; તે સું કેહા બોલણા, મુષ્ટિ ભલી
વછરાજ. ૩૧ કલહો કુમાણસ સાથે, કરતાં તે
જઇ એટલી; કચરો કાદવ હાથે, લીજેતો વળગે
વળી. ૩૨ ચોપાઈ. સોમસિરી રડતી રોયતી,
કુંભા કારને ઘરે પોહતી; બં મુજ ઘડો આપિને
છેક, લેઇ કંચન વર હાથથી એક. ૩૩ પભણે
કુંભકાર ભામિની, કોણ કારણે રોઇ કામની; વ-
હુઅર ભણે સુણ હો વીર, મેં જળ ઘડો મુ-
ક્યો જીન તીર. ૩૪ મુનિવર વચન થકી લાભ
ઘણો,સુણી જીવ જાગ્યો આપણો; સહી સમાણી
ઘાલી ઘાત, સાસુને સંભલાવી વાત. ૩૫ ઘેર
આવીને માંડે હેજ, બાહેર જઇ પોકારે તેહજ
સાચી વાત વણાવી કળે, દિઠો હાંડલ કાઢી મળે.

૩૬ મુજ ઉપર કોપી આજે, જીનવર નામ ન મુંકું હીયા; અનુમોદે શિવ સુખ પાઇએ, તાત્પ કરે પુર ગતિ જાઇએ. ૩૭ ધન્ય ધન્યરે તુજ તણો અવતાર, અનુમોદે એમ સુણી કુભાર; જનમાંતરે સિંચ્યું સુખ બીજ, જો જિનવર જળ પૂજા કીજ. ૩૮ દુહા. કુંભાર સામણ ભણી, આપ્યુ ઘટ તેણે વાર; કર કંકણ લીધા વિના, હરખે બંભણ નાર. ૩૯ સગપણ તું સ્વામી તણા, બીજાં આળપંપાળ; અનુમોદના કરતાં બહુ, પાંમુ પુન્ય કુલાલ. ૪૦ ચોપાઈ. ભરી ઘડો ઘેર આવી જામ, રીસ ઉતરી સાસૂ તામ; આપ સવારથ સહુકો રમે, સંસારિક સગપણ કારી મે. ૪૧ સાસુડી નિરખી સો કુંભ, શુભર ભર્યો તે નિરમળ અંભ; પશ્ચાતાપ કરે વળી વળી, પાતિક આલોવે ટળવળી. ૪૨ એક ભવંતર બાંધુ અશુભ, પછે સોમા પામી શુભ; કુંભકાર જીવ જઈ ઉપન્યો, કુંભ પૂરે સીધર ભૂધનો. ૪૩ સિરી દેવી સાથે સીધરૂ, સુખ ભોગવે માહા મનોહરૂ; પ્રીયા પેટ આવી અવતરી,

કર્મ વસેં પુત્રીસામસિરિ.૪૪મન જાણે જળ કુંભે જીન, પૂજી સફલ કરૂં નિજ દીન; પૂરીત અભલાખે લાવવી, જનમી કુંભસિરી નામ ઠવી. ૪૫ ભોગવે પિતા તણે ઘેર સુખ, સુપનાંતર ન દેખે નવિ દુખ; નવયોવન વહસ્યાં કુંપલાં, તે જીનવર પૂજાના ફલ્યાં. ૪૬ એહવે ચ્યારનાનનો ધણી, બહુસા પરિવરિયો સુણી; કુંભસિરી સાથે વંદવા ચાલ્યો, ભૂપ મનોરથ હવા.૪૭ ત્રણ પ્રદક્ષણા દેઈ ઉચિત, બેઠો નૃપ નિશ્ચલ ધરી ચિત; એટલે એક દીઠી તે નાર, પરવરી બહુ ડંભક પરવાર. ૪૮ ભસમધ્ય લિધું સર ધરૂ પંડ, સટિત ત્રુટિત ચીવરના ખંડ; દુખ તણો નવ પામે પાર, મસ્તકે ઉઠો ઘડો આકાર. ૪૯ પૂછે ભૂપ ભલી કોણ એહ, દાલિદ્ર દુખ સંતાપી દેહ; દીઠે બહુ ભય જણણી જસી, પરતક્ષ જાણેછે રાક્ષસિ. ૫૦ દુહા. વલતી મુનિવર એમ ભણે, સાંભળ નૃપ સાવધાંન; દુખિયા ગૃહપતિ બાલિકા, વેણુંદતા અભિ ધાન. ૫૧ માતપિતા જનમ્યા પછી, મરણ ગયાં સમ કાલ; તુજ નગર માંહી ઉછરી,

૩૫ વિપરીત વિકરાલ. ૫૨ બાલપણે વિછોહીયુ, યોવન વયે ધન હીણુ; આસ પીયારી આજ રીઝે રહે, તે ગર્ભિયે કાંઈ ન ક્ષીણુ. ૫૩ રાગ. નિંદાનાં ફલ જોઈ, પરનિંદા બહુ પાપણીરે; સાંભલજો સહુ કોઇરે, હો રાજન નિંદાનાં ફલ જોઇ. ૫૪ એક બહેરા એક બોબડારે, એક ટુંટા ત્રિલોક; પંગુ મંગુ માનવીજી, એક બોલે તે ફોક. ૫૫ હો રાજન૦ કાંણા કુબડ અંધલારે, એક તણે અંગ ખોડ; ક્ષયન ખાસ ખસ વાલડારે, ગુંમડ ગડીઆં કોડ. ૫૬ હો૦ કુરી કલથી કોદ્રવારે, તેલનું ટીપ ન ચાખ; ભીખ ભલી આપે નહીરે, જો ભમીએ ઘર લાખ. ૫૭ હો૦ એકન એકોઢે કરીરે, ગલી પડી દેહ બંધ; જીભ સડે મુખ વાંકડોરે, ગંધાએ દુરગંધ. ૫૮ હો૦ દુહા. પંચકોડ અડસઠ લાખ, નવાણુ હજાર; પાંચસે ચોરાસી વલી, એટલા રોગ સંસાર. ૫૯ પાપ તણે ઉદય કરી, ઉદ્દભવ થાયે અપાર; પુણ્ય થકી ઝાંખ્યા રહિ, જેમ જેમ અગનિ અંગાર. ૬૦ ઢાલ. સાંભલી ભૂપ શિશ ધુણેરે;

વિષમુ કરમ વિપાક; પર નંદ્યા કરવા ભણીરે, મ ધરજ્યો કોઇ લાગ. ૬૧ હો રાજન૦ દુખિણી નારી દુખ ધરેરે, રોતી કરતી પોકાર; પુછે ભગવન સું કીંઉ, પાંમી દુખ ભંડાર. ૬૨ હો૦ તેહ પ્રતિ સૂરિ ભણેરે, સોમા નામે નાર; તાસ પૂત્ર વહુ સોમસિરીરે, જઇ કુંભ ભરવા વાડ. ૬૩ હો૦ સોમસિરી ઘેર અવતારે, મલીયો મુનિવર એક; વચન સુણી જીન પૂજવારે, આવ્યું શરીર વિવેક. ૬૪ હો૦ જીન પુજી જળ કુભસુંરે, આવી સાસુ પાસ; રીસ ચઢી કોપે કહેરે, કયાંહાં ઘટ આપ્યુ દાસ. ૬૫ હો૦ સોનારી કુંભકાર તણેરે, પહોતી તંઅ આવાસ; સામિણી ભણી ઘટ આપીયોરે, વહુઅર પહોતી આસ. ૬૬ હો૦ દેખી સાસુ કુંભ ભર્યોરે,સોમા હરખી સબલ; રીસ ઉતરી આપણીરે, પાડાં કરમનિ બલ. ૬૭ હો૦ વલી નીંદ્યા જગદીસ, તાસ તણા ફલ ભોગવોરે; ઢામણુ ઉઠો સીસ. ૬૧ હો૦ પશ્ચાતાપ કરી ઘણોરે, એક ભવ બાંધુ દુરિત; તે નારી તું અવતરીરે, રોગે દેહ ભરીત. ૬૮ હો૦ પશ્ચાતાપ ક-

રંતાં બહુ, ઉપજે કેવલ નાણ; ચંદનબાલા મૃગાવતી, લેજો એહ આભાણ. ૬૯ સોમસિરી જીવ ઉપન્યો, ભગવાન ભાખ્યુ કિહાં; કર દેવ લોકે મુગતીમે, કઇ આવ્યું છે ઇહાં. ૭૦ હો૦

ચોપાઈ. શ્રીધર નૃપને પાસે રહી, કુવરી કુંભસિરી નામ કહી; મનવાંછિત સુખ ભોગવે ભોગ, નર ભવ પામી પુણ્ય સંયોગ. ૭૧ પાંચમે ભવ મુગતી જાશેએ, તે જીનવર પુજાને વસે; કુંભસિરી સાંભલી ગુરૂ વેણ, હરખે સિંચ હુયાં દો નેણ. ૭૨ કુંભસિરી ભણે પ્રભુ જોઇ, કુંભકાર મરી કિહાં ગયો સોઇ; જેણે મુજને ઘટ કર્યો પસાય, સ્વામી સગપણ હરખ ન માય. ૭૩ મરી ઉપન્યો સો તુજ પિતા, અનુમોદના થકી ગુણ છતા; સાંભલી શ્રીધર આપ ચરિત્ર, પ્રણમે વલી ગુરૂ પાય વિનીત. ૭૪ જાતી સમરણ ત્રહુંને હુઓ, સુણુતા કર્મ બંધ થયું જુઓ; સુંદર સુત સુર પ્રિય કથા, સાંભલતાં કીધાં કર્મ વૃથા. ૭૫ જનમાંતરે કીધા અવરાહ, માંહો માંહિ ખમાવે વિરાહ; વ્યાધિ ઘડાની ગમીયો નારી, ફરસ

કરી કરી રાજ કુવારી. ૭૬ નિજ પુત્રી દેખી અવદાત, જલ પુજા કરે જગત વિખ્યાત; કુંભસિરી કંચન કુંભ ભરી, ત્રિસંધ્યા પુજે નિખરી ૭૭ દુર્ગંધ નારી થઈ માહા સતી, પંચમહા વ્રત પાલે છતી; મુનિવર વિચરે મહા યલિમહિ, દાનાદિક સંભલાવે કહી. ૭૮ કુંભસિરી નિજ આયુ પાલિ, વિજય દેવતા માહિ નિહાલિ; સુરનર ભવ ભોગવી અંતરે, પાંચમે ભવ મુગતિ સંવરે. ૭૯ અષ્ટ પ્રકાર પુજા વધિ ભણી, ધરણીધર હરચંદે સુણી; દેખી ફલ પુજાના ઘણા, નિત નવલા કરે વધાંમણા. ૮૦ ભૂપતિ પ્રતિ બોધી મન રલી, વિચરે વિજયચંદ કેવલી; સુણજો સકલ સંઘ જયકાર, આઠમો જલ પુજા અધિકાર. ૮૧ પ્રીતિ વિમલે ક્ષેમપુરી માંહિ કવિ અષ્ટ પ્રકાર પુજા સુર ગવી; ભણતા ગણતાં સંપતિ મળે, સાંભલતાં મહા મનોરથ ફળે. ૮૨ ઇતિ અષ્ટપ્રકાર પુજા પ્રતિ બંધઃસપુર્ણઃ ॥છઃ॥ ૮ ॥

દુહા. અષ્ટપ્રકાર પુજા પ્રબંધ, કરીયા કરી વખાંણ; શ્રી શાંતિનાથ પશા ઉલે, તે ચઢીઆ

પ્રમાણ. ૧ કોણ પાટ કોણ ગચ્છ ગુરૂ, કોણે ક-
કવિયા સુ પ્રબંધ; ભાવ ધરી ભગતિ કહ્યું, સુ-
ણજો સહુ અનુબંધ. ૨ ચોપાઇ. સુખમ સુખમ
આરોધરિ ધારિ, સાગર કોડા કોડીચ્યા; તેહ માહિ
યુગલીયાં હોઈ, આઉતિ ન પલ્યોપમ જોઈ. ૩
તિન કોસ કાયા તસુ કરી, અઠમ ભગત ભોજન
તુ અરી; સંતાન યુગલ તણી લાલણા, દિન
ઓગણપંચાસ પાલણા. ૪ પાંસલી બિસ્યઇ છ-
પન તસ તણી, સુહ ગુરૂ વચન થકી મે સુણી;
રૂદ્ધિ વૃદ્ધિ સંપતિ સુખ તરૂ, મનવાંછિત પૂરે
સુર તરૂ. ૫ બીજુ સુખમ કહે જિન વરૂ, ત્રણિ
કોડી કોડી સાગરૂં; આઉખુ પલ્યોપમ દોઇ, દોઇ
કોસ ઉંચપણુ સોઈ. ૬ બીજે દિન લેવે આહાર,
બદરી ફલને સરીખુ ભાર; એકસો અઠાવીસ
પાંસલી, પાળે અપતિ દિન ચઉસઠી વલી. ૭
આરો સુખમ દુખમ જગિ જોડિ, સાગર દોય
કોડ કોડિ; આયુ એક પલ્યોપમ જાસ, એક કોસ
ઉંચપણુ તાસ. ૮ ચઉથ ભગત ભોજન કેટલું,
આમલ ફળ હોય જેટલું; ચઉસઠિ પાસલિ તે

ભોગવે, દિન ઓગણાસી અપતિ ગોગવે. ૯ લ-
ખ્ય ચોરાસી પૂર્વ પાઠ, જિનવર સમ સવાડા
આઠ; સાઢા સાત દિવસ ભાષતે, ત્રીજા આરાને
થાકતે. ૧૦ તિહાં રૂષભ દેવ જિનવર અવતરચા,
માત મનોરથ પુરા કરચા; ચઉથઉ દુખમ સુખમ
અભિધાન, સાગર કોડા કોડિ માન. ૧૧ વરસ
બેતાલીસ સહસ્સે હીણ, માનવ સુખ ભોગવે
અદીન; તેવીસેં જિનવર તિહાં હુવા, નામે ઠામે
લક્ષણ જુજુવા. ૧૨ દુહા. વરસ પંચ્યોતેર થા-
કતે, આઠમાસ નિરધાર; સાઢાસાત દિન ઉપરી,
ઉત્તમ જિન અવતાર. ૧૩ વીસવરસ ગૃહ વાસ
દસ, સંયમ લીયે સુજાણ; બારવરસ અધિકે રહે,
પામ્યું કેવલ જ્ઞાંન. ૧૪ ત્રીસવરસ કેવલ લહી,
પહોતા મુગતિ મઝારિ; સકળ આઉષુ વીરનુ,
બહોતેર વરસ વિચાર. ૧૫ ચોપાઇ. એકાદસ
ગણધર તસ હુવા, બ્રાહ્મણ કુલ બ્રાહ્મણના સૂઆ;
ગૌતમ ગોત્ર પહેલું ઇંદ્ર ભૂતિ, અગનિ ભૂતને
વાયુ ભૂત. ૧૬ વ્યક્ત સુધર્મા ગુથ્યાં સૂત્ર, મંડિત
છઠો મૌરીય પુત્ર; અકંપિત અચલ ભાયામ તાર્ય,

પ્રભાસ નામ એકદશ આર્ય. ૧૭ પાંચમા ગણધ-
રના સંતાન, જંબુસ્વામી ૨ પ્રભવો; પરધાન૩
શીય ભવ ૪ ચોથો, ભદ્ર ૫ સંભૂતિ વિજય ૬
તણો થુલિભદ્ર. ૭ ૧૮ આર્ય માહાગિરિ ૮ સુ-
સ્થિત સૂરિ, ૯ ઇંદ્રદિન ૧૦ શ્રીદિન ૧૧ ગુણ
સૂરિ; સીંહગિરિ ૧૨ સીસવયરસેન સ્વામિ, ૧૩
વજ્રસ્વામિ ૧૪ ચંદ્રસૂરિ સડામિ. ૧૫ ૧૯ સા-
મંતભદ્ર ૧૬ વલી વૃદ્ધદેવ, ૧૭ પ્રદ્યોતન ૧૮ પા-
ટિમાનદેવ ૧૯ માનતુંગ ૨૦ પાટિગુણ વીસ વી-
રસૂરિ નામે થઈ વીસ. ૨૧ જયદેવ. ૨૨ દેવા-
નંદસૂરિ ૨૩ વિક્રમસૂરિ ૨૪ કીયાં કર્મ દુરિ
નરસિંહ ૨૫ સમુદ્ર ૨૬ માનદેવવગુરૂ ૨૭ વિ-
બુધપ્રભ ૨૮ જયાનંદ વરૂ ૨૯ શ્રીવિરપ્રભ ૩૦
નઇજસોદેવ મુણી ૩૧ પ્રદ્યુમ્ન ૩૧ માનદેવસુ-
રિગુણ ૩૩ શ્રીવિમલચંદ્ર ૩૪ ઉદ્યોતનતાત ૩૫
સર્વદેવ ૩૬ શ્રીદેવ વિખ્યાત. ૨૨ સર્વ દેવ અ-
ડત્રીસમેપાટિ. ૩૮ યશોભદ્રસુરિ ગુણ હાટ. ૩૯
ચારલી સમે રમે મુનિચંદ. ૪૦ અજિતદેવ શેવે
નર વૃંદ ૪૧ વિજયસીંહ નામે ૪૨ સોમવિભુ૪૩

જયચંદ્ર પાટ ૪૪ તણુ શ્રીદેવેંદ્રસુરિ ૪૫ ધર્મ ઘોષ ૪૬ સોમપ્રભ ૪૭ સોમતિલક ૪૮ આરોષ. ૨૪ દેવ સુંદર ઓગણપંચાસ ૪૯ પાટે પુરે સેવકે આસ, સોમસુંદરસુરિ ૫૦ મુનિ સુંદર નામ ૫૧ રત્નસેખર ગુરૂ ૫૨ કરૂ પ્રણામ. ૨૫ લક્ષમીસાગર ગુણમણિ ખાણિ ૫૩ સુમનિસાથ ૫૪ હેમ વિમલ વખાણિ ૫૫ પંચાવભ પાટ સંખ્યા કહી, અવર પાટ સાંભલ્યો સહી. ૨૬ દુહા.

રાગ ધન્યાશ્રી. તપ ગછછપતિ ગુણ ગિરી, શ્રી આણંદ વિમલ સુરિસીંહ; વિચરયો કુમત વિડારવા, અકંપ અડોલ અબીહ. ૨૭ સંવતપંનર બ્યાસીયે, યતી પંથ પરગટ કીજ; પરમાદ પરિગ્રહ પરહરી, રોપા સમકિત બીજ. ૨૮ તાસ પાટિ વિજયદાનસુરિ, તાસ પાટિ પ્રભુ હીર; તાસ પાટિ વિજય સેનસુરિ, સાયર સમ ગંભીર. ૨૯ ઢાલ. સાંભળ્યું આઠ પુજા પ્રબંધા ભવી, અઠકમ્મ અરિ ભય દુરિ જાએ; કલ્પતરૂ કાંમ ઘટ ધેનુ ચિંતામણિ, આંગણે આવીયાં પુણ્ય પસાઇ. ૩૦ સાંભલુ૦ આણંદ વિમલ વિજયદાનસુરી સરા,

તાસ પાટ પ્રભુ હીર હરખ્યું; સકલ જગિ જીવ પાદપ એહ સીંચવી, વચન સુધારસ મેઘ વરષ્યો. ૩૧ સાં૦ તાસ પાટિ વિજયસેનસુરી નિધી, જાગતો જાસ જગિ મંજુ મહિમા; તાસ શેવક ગણિ ધર્મ સીધુરિ લગે, જિનવર લોપીન સીમા. ૩૨ સાંભ૦ તાસ શેવક ગણી જય વિમલ શેવકો, પ્રીતિ વિમલ ક્ષેમંપુરી ચઉમાસે; સંવત સોલ છપન વરસિં કવ્યા, સકલ સંઘ માંહિ બેઠો વિભાસે. ૩૩ ॥ છ ॥ શ્રીઃ ॥ ઇતિશ્રી અષ્ટપ્રકાર પૂજા પ્રબંધ ॥ સપૂર્ણઃ ॥ ॥ શ્રી ॥ મત્યાનુસારેણ લપીકૃત દોષોનિદેયઃ ॥ ॥ ॥



# શ્રી શ્રેણીકમહારાજનો રાસ.

દુહા. સકલ સિદ્ધિ મંગલ કરણ, જિન ચ-ઉવીસ નમેવ; બ્રહ્માપુત્રી સરસ્વતિ, માય પાય પ્રણમેવ. ૧ ગોયમ ગણધરને નમું, વિધુન વિણ સૃંગાર; સોહમ સ્વામી નમું સદા, જસ સાખા વિસ્તાર. ૨ સાર સદા ફલ ગુણ તણા, હું અ-વિચલ પદ; અનુક્રમે પંચાવનમેં, જસુ નામે ગહ ગદ. ૩ હેમ વિલતણું દીપતા, શ્રી સોમવિમલ સુરિંદ; તેહ તણા ભલણ નમી, હયડે ધરી આ-નંદ. ૪ ચંદ પરે ચડતી કલા, લાજે જેહને નામ; શીષ્ય સૌભાગ્ય હર્ષ સૂરિંદવર, હરખિઓ તાસ પ્રમાણ. ૫ મુખ્ય અક્ષર જે કહ્યા, તસવિ ગુરૂ પસાય; વણ માવિત્ર જેણે શીખવ્યું, તેહના પ્ર-ણમુ પાય. ૬

वस्तु सकल जिनवर चरणवंदेवि, देवी श्री सरस्वती तणा; पाय कमल बहु भक्ति जुक्तिओ, प्रणमी गोयम स्वामिवर; सुगुरु राय कमल स्तओ, श्रे-णिकराजा गुण निलुओ; निर्मळ बुद्ध विशाल, रवि सुरा सहु तह तणुं; सुणीआ अतिहि रसाल. ७

ચોપાઈ. મહીયલ જોયણ લક્ષ પયાલ, મણુ અરિ
વત્ત સોહે સુ વિશાલ; પુષ્કરાવ્રતને ધાતકી ખંડ,
વળી કરીયાછે નવ ખંડ.૮ મધ્યદ્વીપ દીપે ચઉ
સાલ, જંબુદીપ સમો જેમ થાલ; ખંડ અપુરવ
ત્યાં છે ભરત, રૂષભ પુત્ર જ્યાં હુવા ભરત. ૯
દક્ષિણાર્દ્ધિ જેમ મધ્યજ ખંડ, દીસે ત્યાં બહુ
દેશ પ્રચંડ; કવિજન કેતાં કહેત સુ નામ, ધર્મ
તણા જ્યાં અવિચલ ઠામ. ૧૦ સિંધ, સવીલખ
ને સાવીર, સોરઠ, સિંગલ, ને કાસ્મીર; ચરણ
વલી મહાવીણ પ્રસિદ્ધ, અંગ વંગને તિલંગ સ-
મૃદ્ધ. ૧૧કુંકણ,કલહધ, ને કચ્છ,મારવાડ,મેવાડ,
માંહથ; પુરાષાણ, પારકર, ને પંડ, પુરવ,ઉવર,
દેશ અખંડ. ૧૨ ગંગા પાર ભલું ગુજરાત,
ધણા કર્યા ત્યાં જાગ વિખ્યાત; માલવ, મરહઠ,
ને મંડાર, સુવિચક્ષણ દ્દક્ષણખંડાર. ગાજણ,ગાૈડ,
ચૌડ, કર્ણાદ્દ, ભણું ભોટ, દમણ નેલાટ; સોવિત,
વાગડ, ને ભીનમાલ, કનોજ,ને વળી ચઉઆલ.
૧૪ સાચુરૂકા હુડ, પંચાલ, ડંડીઆણ, ઉડાહલ,
કુણાલ, કુરૂ, જંગલ, કોશલકા રૂપ, જાલંધર,

વિક્ષર, બહુરૂપ. ૧૫ મહા માલવ એમ જાણીયે, મગધદેશ શું વખાણીએ; રૂડાં દુર્ગ અતિ ઘણાં, ગમે ગમે છે સોહામણા. ૧૬ રાજ ગૃહ નામે ત્યાં નગર, નવકો લોકન ધરે મુનીવર; અમરાપુરી કેરો અવતાર, વસ્તાર જોજન નવ બાર. ૧૭ ગઢ મઢ મંદીર પોઢી પોલ, ઉપર કોસીસાની ઓલ; વાવ્ય. કુપ, સરોવર, ચંગ, નિર્મલ નીર નાળીયર જેમ ગંગ. ૧૮ નગર માંહિ જિનમંદિર ઘણાં, ડંડ, કલસ, ધજા, સોહામણાં; વ્યવહારી કેરા અવાસ, તસુ ઉપમ અનુપમ કૈલાશ. ૨૦ નગર દંડ દીસે પ્રસાદ, મારસાર પણ નહીં વિવાદ; ધાતુર્વાદી કહીએ કલંક, દીસે વાંહિણી વંસે વંક. ૨૧ ઘડીઆલ નાડી વાજતી, વાદ વઢાવઢિ ત્યાંત ભાજતી; દીસે સજન મનના ચોર, જ્યાં દુરંગો દીસે બોર. ૨૨ ફુલ વિના કુમનું કોય, તેહ વિના નહીં બંધન હોય; ચંપકરે કામી જન મલી, પણ કોઇ ન કરે કોયની તન્તિ. ૨૩ કર પીડા કીજેવી વહી, કહે કુવિ કામી કરે ઉછાહિ; અણ દેવ જિહાં દીસે દોષ, લોક સકલ

વર્તે સંતોષ. ૨૪ એ સઘળાં દિસે એણે ઠામ, નગર માંહિ નવ લહીએ તામ; નગર તણું વર્ણનછે ઘણું, એકે જીભે કેનુ ભણું. ૨૫ શ્રીપ્રસેનજીત તિહાં ભૂપાલ, આરીયણ કોડી તણોત કાલ; કરે રાજ્ય કન્યા અભિરામ, કહે હવે અવતરીઓ રામ. ૨૬ ગજ ગામની શશીવદની નાર, શીલે શીતાનો અવતાર; રાજકુંવરી અંતે ઉરી ઘણી, રૂપે અતિ ઘણું રળીઆમણી. ૨૭ તાસ કુંવર સત સુત ઉત્પન્ન, તેહ માંહ ગુણેછે સંપન્ન; એક દિવસ નિસી પોઢીઓ રાય, મનચિંતવે એહવો ઉપાય. ૨૮ પુત્ર સાવછે ઉછાંછલા, માંહો માંહી ધરે અમલ; લાજ માહરી છે જયાં લગી, તાસ ઘણાં મુજને ઓલગી. ૨૯ રાજ ઘરૂં ઘર કે હું પુત્ર, કોણ રાખશે ઘરનું સુત્ર; એ ચિંતા મોટી મન વસી, કરી બુદ્ધિપર જોઈ કસી. ૩૦ પુત્ર પરીક્ષા કરવા કાજ, ખાંજાં કરંડ ભરાવ્યાં રાજ; નિર્મલ નીર ભરાવ્યાં કુંભ, જેવાં સુજન જિત નિર્દંભ. ૩૧ સકલ પુત્ર તેડ્યા તેણે ઠામ, બોલાવ્યા ભૂપતિ લઇ નામ; કરો પુત્ર

બુદ્ધિ હીંઆં કાજ,જેમ નિજ કુળને ના'વે લાજ. ૩૨ શ્રેણિક પ્રમુખ ભણે કરજોડ, તાત વચન કરતાં નહીં ખોડ; ભણે ભુપ લીઓ કુંભ કરંડ, કરી મુહાર રાખવી અખંડ. ૩૩ પીઓ નીર વાવરો પકવાન, જાણીશ તમે વાંચ્યા જ્ઞાન; કુવર વશે મન ચિંતા એમ, કોઇ કોહડો પુછે નેમ. ૩૪ દુહા. પુરવ પુણ્ય હુઓ જાસ, બુદ્ધિ તણે અનુ- સાર; નીરમઝ કબુ વસે, પણ તન તરે વાર. ૩૫ પુણ્ય લગે પૂછયા વિના, ઉપજે નવ નવ બુદ્ધિ; વિક્રમરાય નરીંદને, તેણે પરિ પરસા સિદ્ધિ. ૩૬ બુદ્ધિ તણે પર ભાવજે, સસે વિણા સિઓ સીંહ; બુદ્ધિ પસાયે સુગુણ નર, તહ હુઓ અબીહ. ૩૭ ડગ મગ જોય કુંવર સવિ, નવી પીએ નવી ખાય; શ્રેણિક બુદ્ધિ પસાઉલે, ભૂખ તરસ દુખ જાય. ૩૮ ઢંઢોલીને કરંડીઓ, પાડે બહુ પકવાન; વસ્ત્ર ધિકાં તે ઉદ્ધરી, વાવરે પુ- રૂષ પરધાન. ૩૯ કુંભ પાખતી વીટીઆ, આછાં ચોખાં વસ્ત્ર; નીચોઈ ત્યાં ધંપીએ, નિર્મલ નીર પવિત્ર. ૪૦ ઢાલ કલાલુ તુ સંધ્યા રામયે ભુપા-

લ, તેડી કુંવર ભૂપાલ; પુછે કહ્યું કેમ કીધું,કેમ ખાધું કેમ પીધું. ૪૧ કુંવર કહે સુણો તાત, પણ નવિ જાણીએ વાત; ભૂખે તરસે પવાત, ભૂખે તરસે એ વ્યાપ, કાંઅહ્ય એમ સંતાપ. ૪૨ હાથ જોડી સીર નામ, શ્રેણિક કહે સુણ સ્વામ; ભો-ગવીયું પકવાન નીર, દ્વીરીઉ તેણે સઘલું શરીર. ૪૩ પુર્વ વાત પ્રકાશ, નૃપ મન કમલ વિકાસ; જાણીઉં બુદ્ધિ નિધાન, સવિ હું મહિપ પ્રધાન. ૪૪ બીજી પરીક્ષા તે માંડે, કુંવરને ખીર જમાડે; છોડી મુકાવ્યા એ શ્વાન, બીહ્હી આપ ધાન.૪૫ દહ દિસિ કુંવર પાલાણ, બલવંત અતિ સરાણ; શ્રેણિક જિમણ કરેછે, શ્વાનને ધાન કિ ધાલ ધ-રેછે. ૪૬ કુંવરને રાય તેડાવે, અમૃતને વચને બોલાવે; પુછે સયલ ચરિત્ર, ભોજન તણું સુ-પવિત્ર. ૪૭ રાજા ચિંતવે એ નિજમન, શ્રેણિક સમો નહીં રાજન; મતિ મેર હર નર એ જાણ, એહની વરતસે આણ. ૪૮ હોજો દેહ નીરોગ, એહને છે છત્ર યોગ; બીજા પુત્ર નવાણું, તેપણ ઉદ્ધત જાણું. ૪૯ તેહ ધીનિજિ રાજ વિણસે,

લોકને ચિતે ન બેસે; જોએ જાણસે વાત, તોએ કરશે ઉપઘાત. ૫૦ એહ પરે ચિત્ત ધરંત, કુડો કોપ કરંત; નરપતિ કુંવરને ભાસે, જાજાસીઓ રહી ઉપાસે. ૫૧ તું અતિ મોટું એ પેટ, હોયશે ગોવાલુ અનેટ; જાતાં ઢોર તુ રાખે. મેં કહ્યું એ જન સાખે. ૫૨ ધર્યો ધાનડ લોભ, નવી રાખ્યો જિન ક્ષોભ; આગમ તુ પરખીઓ, ભંભા વાજ્ય શીખીઓ. ૫૩ મેલી રત્ન ભંડાર, સોવન કપડ સાર; ભંભા હાથી ધરે જે, વાતુ દેશ ફિર જે. ૫૪ તું નીરલજ નહીં સાન, જમણ કરાવ્યાં તે શ્વાન; સાથિ ધાન જોતે ખાધું, તેમજ ઉપમાન તેં લીધું. ૫૫ કુમર કલાનિધિ બીજા, તુતો અતિ સહેજા; નૃપ કહે અહ્મમન ભાવે, તુડસીઉં પ્રેમ ન આવે. ૫૬ જા તું જો વિદેશા, કરી હમ એહ દેશા; હોસે કાજ જેહ જેવારે, કરસ્યું તેડું તે વારે. ૫૭ દુહા. શ્રેણીક ચિત્તે ચીંતવે, હવે કરવું કેમ; જો દીધું અપમાન નૃપ, તો છાંડું વિસરામ. ૫૮ નૃપ અપમાને જીવીએ, તે જીવ્યું સહી ફોક; માય કુખે ભારજ કર્યો, તેણે નયરી

કહે લોક. ૫૯ પગિયઆણી રજ પાધરી, કુડી માથે થઇ; રજથી તે હું અધમ નર, નૃપ અપમાને કોઇ. ૬૦ જાણી જે આપણ પણુ, લહીએ મિત્ર કુમિત્ર; દેશ વિદેશે હીંડતાં, લહીએ સયલ ચરીત્ર. ૬૧ એમ ચીંતવતો નીસરે, શ્રીશ્રેણીક સુકમાલ; જો તું પૃથ્વી તલ ભલું, જે છે અતિહિ વિશાળ. ૬૨ જાયે વિદ્યા યોગ સવી, જાણે સઘળા મંત્ર; જાણેસ્ત પરી ખવું, પ્રીછે સઘળા તંત્ર. ૬૩ ચોપાઇ. લઇ ખડ્ગને મેલી નગર, વઇરાગ રીપુ હતો તે કુમર; નિશી સુતા સુપનાંતર લહે, ઇષ્ટ દેવતા આવી કહે. ૬૪ નદી તીરે છે બે વૃક્ષ, શમી અને બીજું વલી પક્ષ; એ બે વચ્ચે જે ધોળો પાષાણ, રત્ન તે માંહિ જાણો જાણ. ૬૫ એક એક પાહેત સાર, સંખ્યા તે વલી અઢાર; તેહ તણો મહિમા અતિ આણ, એક લગે વિખ ટળીયું જાણ. ૬૬ બીજે નાવે કાર્મ્મણ દોષ, ત્રીજે અન્નપાન ઉપોષ; ચોથે પવર હોય સંતાન, પઢયા વિના પંચમ લહે જ્ઞાન. ૬૭ છઠ્ઠે આગેન આવે રાગ, સત્તમિ સઘળા લઇએ ભાગ;

અઠ્ઠમી રૂપ પાલટ્ટુ કરે, નવમેથી જળ નિધિ ઉ-
તરે. ૬૮ દસમે લઇએ વસુ પરીખ, અગ્યારમે
વિવેક હિત સીખ; અગ્નિ તણો નહીં ભય બા-
રમે, તેરમે શુલ દોષ ઉપ સમે. ૬૯ ધાર બંધ
જાણે ચઉદમે, પનર સગે આવી સહુ નમે; સો-
લમે નૃપ માને બોલ, સતરમેં સ્ત્રીઓ રંગરોળ.
૭૦ અઢારમે દેખે જા ચંદ, સર્વ વ્યાધિના ટાળે
બંધ; મન માંહિ જાણે તું જાણ, વળી એહનું
એહિ નાણ. ૭૧ રત્ન તણા ગુણ પાથરી લખે,
પછે રત્ન માંહિ ઓળખે; લખ્યા સરિપૂરિ સિજ-
ગીસ, અવધિ તેહની વર્ષજ વીસ. ૭૨ એવું સુ-
પન લઈ જાગજો જામ, પોહોતો કુમર જિહાં તે
ઠામ; દીઠો તે તર ધવલ પાષાણ, સુપન તણું
મલ્યું એ ઇધાણ. ૭૩ પાધર આગલ આવીઓ
ખસી, તે કુમરીંએ લીધું ઉલસી; નઇતર આઘો
સંચરે, ધીર વીર સાહસ આદરે. ૭૪ ઢાલ ત્રી-
પદીનું. ચંપક નાગ અને પુન્નાગ, તાલ મતાલ
ને સરાલ સાગ; ચંદન દીસે નાગ. ૭૫ કરણી
વાલી, જંબીરી, ચંગી, દાડમ, બીજોરી; નારં-

ગી, કેસુ. કુસુમ, સુરંગી. ૭૬ જુહી,જાહી, તણા ઘણા છોડ; નિમ, જાવાયમ, અને અખોડ, દીઠે ઉપજે ખોડ. ૭૭ કેતકિ, વેલી, અને કંકોલ, રાયણ, જંબીરી, ને વરસોલ; નાલીએરી, કેરીનું રોલ. ૭૮ વારૂ, ફોકલ, ને ફણસ, કમર, ખલીક બુદીસે સરસ; વટ, પિપલ, ને સરૂસ. ૭૯ તેણે વને પોહોતો શ્રેણીક કુમાર, રૂપે જાણે રતિવર અમર; ચતુર પણે જેમ ભર. ૮૦ ચાહે ચતુર તે મોટા રૂપ, જેહથી જાશે સઘળાં દુઃખ; ભાગે ખાધે ભુખ. ૮૧ મધુકર, મોર, કોયલ, સ્વરરૂડા રાતા, નીલા, દીસે સૂડા; પ્રેમ ધરે નવિ કુડા. ૮૨ સસા, સૂયર, ને હરણાં, સીંહ, કુમર તણી નવિ લોપે લીહ; હીંડે અકલ અબીહ. ૮૩ પર્વતથી નીજરણાં વાજે, શીતલ મધુરી નીત્રસ સભાજે; વંશ સમીરે ગાજે. ૮૪ ચીંતે શ્રેણીક લીલવિલાસ, ધન યોગ લેજે વનવાસ; સઉ કીજે વારૂ અવાસ. ૮૫ ઢાલબાહુલીનું. એક સફલ તરૂ પેખીયું એ, બેઠો નિચે મને હરખીઓએ; સરખાવિયે રૂપે એ, ભીલી અછે એકું. ૮૬ ભી-

લી કુમરને ચાહીએ, મળવા મન ઉમાઇએ; સાહ્ય કોણ મારી બાંયડીએ. ૮૭ ધન ધન રૂપે યોવને એ, ધન ધન તું એમજ તનુએ, રત્ન પુરૂષ જુએ મુજ વરે એ. ૮૮ ભીલી રાગ લડાવતી એ, ગજાહયર મલ્હાવતી એ; પારવતી જેમ હુઈ હરને હેઠ લાવા એ. ૮૯ મોર પિછ કેરૂ ચરણુ એ, ચોલી સહિત સોહામણુ એ; બમણુ રાગે રંગ વધારતી એ. ૯૦ આવી કુંમરને પાસે એ, મધુરે વયણે ભાંસે એ; ભાસે એ સાસે એ, વચને રળીઆમણુ એ. ૯૧ કુમરી કહે મુજને વરે રહી એ, એણ મદીર અવસર જોતાં; તું વર આવીઓ એ. ૯૨ જો નહીં માને મુજ વયણ, કરી તુજસુ જેમ મયણ; નયણ વિકાસી જોઇ, એમ સુણીએ એ. ૯૩ કહે તું કોણછે નારી એ, એ વનમાં વન ચારીએ; સારીએ દિકન્યા ઉત્તર પુછે એ. ૯૪ એ પલ્લી તુ તરવર તાત, તે અમારૂ સુખ કર્યું એ; દુઃખ હર વિધા કેડ, પરવર્યા એ. ૯૫ રાજ સહિત સહી મુને, એ આપસે તુહને એ; એને વિહેરના નવિ, હરે ભાખવીઓ

૯૬ અમે વિરમ્યા દ્વિઓ દુખંડ, જાણું સઘલા રૂખંડ એ; પાડું માસ સવા પડીએ. ૯૭ માણસ પશુ વળી કીજીએ, સાપ સીંહ નવિ બીજીએ; લીજીએ મય તણું જીવ હરીએ. ૯૮ વૃક્ષ છેદ કરૂં જેટલે એ, નર કર છેદીએ તેટલે એ; ક્ષેત્ર લવીરીએ, શાકિની જેમ કરીએ. ૯૯ ઘણે પુરે હુવે જે જળ, તરવા નાવા પરિસબલ એ; અબલ અનિલ, પ્રતિ અમે જીપ વાએ. ૧૦૦ સુણિએ વાત નર ચીંતવે, કેમ કરવું ઇહાં કને હવે એ; સંભવે ડાકિણી, કે સીકોતરી એ. ૧૦૧ જાતે એ તો ભીલડી એ, કામ કરવા મેલડીએ; મેલડીએ, સાથે કેમ પહોંચવુ એ. ૧૦૨ આગે જેમ લડીયા એ, ખરી સૂજું પોસીઆએ; લડી એને તર્ત કાઢીઓ એ. ૧૦૩ જો પરણું બાલીએ, મેલો વેશ વિટાલીએ; ટાલી મેહેલે બંધવ અતિ ઘણાએ. ૧૦૪ રત્ન હાથી કરી ચાલીએ, દાવાનલ માંહી માલીએ એ; સાલે એ ભીલી મન દેખી કરીએ. ૧૦૫ હું હુ ત્યાંથી કાઢીએ એ, તુને અહીં કોણે કાઢીઓ એ; નાઠી એ બુદ્ધિ સર્વે રાવણ પરે એ.

૧૦૬ અમથીએ અતિશય રૂએ, સકલ કલા સં-
પુરણ હુએ; જો રૂવે પુર્વે કીધાં કર્મને એ.૧૦૭હાહા
કાંઇ મેલવીએ, કુમર ન જાણે જાલવીએ; ચા-
લવી ચિત્ત મારૂં કયાં ગયુંએ. ૧૦૮ જો બોલે તે
મીઠાં વેણ એ, રહે તસ હૈયું નર રયણ એ; રા-
વણ સમુ તુજ વિણએ સહ્યુએ. ૧૦૯ એણે પેરે
શોચ બહુ કરે એ, આરતિ અસુખ પરી હરીએ;
સુંદરી નિજ મંદિર તે સુખે રહીએ. ૧૧૦
ચોપાઇ. આણંદે આધુ સંચરીએ, ગંગાને તટે
અનુસરીએ; નીર પુર ભર્યો દીઠો જામ, શુક વૃક્ષ
એક માડીયો તામ. ૧૧૧ રત્ન તણો મહિમા
મન ધરી, ચડી ગાંઠે ને જલ ઉતરી; વિસ દિ-
વસ જલમાં દેહ રહી, બેન્ના તટ ક્ષેમે ગયું વહી.
૧૧૨ લેઇ કાઠ ઉતરીયા ઘાટ, બેઠો કુમર નગર
જિહાં વાટ; લોક તણા જવ મળીયા આઘાટ,
જંપે જોઇએ ચંદન ઘાટ. ૧૧૩ પરિમલ બહુલ
તણે અનુસાર, ભમરપરે આવે જન ભાવ; કહે
સ્યું મુલ એનું કહે વીર, બોલે કુવર સાહસધીર.
૧૧૪ એવા બાવનચંદન વૃક્ષ, એહને કટકે આવે

લક્ષ; અધિકાર આવ્યા અતિ જાણ, માગે બાવન ચંદન હાણ. ૧૧૫ સોવન લેઇ ચંદન દેઇ, સોવન વેચી રત્ન કરે; રત્ન લેઇને બાંધ્યાં પુંઠ, શુકન તણા હવે જોઇએ મુંઠ. ૧૧૬ નગર સમે મન ચંપે જામ, જમણું વૃષ ત્રરૂ કીઉ તામ; જમણા શ્વાનડાંવિશ્વિની, ખર જમણું દેખી સર સુણી. ૧૧૭ જવ દીઠા પુરના આવાસ, તુજ ઉતરીઆ નીલા ચાસ; નકુલ મોર કરતાં ગેલ, જમણે હુતે હુવો રંગરેલ. ૧૧૮ પોલ પ્રવેશે ઘોરી ધવલ, રાસે ધરા ધણીઆ તાસ બલ; કમલ કુસુમ કેરી વર માલ, વન માલણ લાવે સુકમાલ. ૧૧૯ હયસુ પલાણ સામો મળ્યો, ચિત્ત કુમર મનોરથ ફળ્યો; ડાબા જમણા હુઆ ગણેશ, એવા શુકને પુર કીધ પ્રવેશ. ૧૨૦ રત્નપ્રભા વિરૂપ પાલટે, વધ્યો કુમર ગયો ચુહટે; પેલે હાટે અજાવ સેઠ, કુમર આવતો દીઠો દેવ.૧૨૧ તું તે ઉઠયો ઉછ્છાહ, કરી ભગતિને લેવું લાહ; ગુણવંતા તુમે પુરૂષ પ્રધાન, હાટ પધારી દ્યો બહુ માન. ૧૨૨ સાહ સાથે હાટે પહોત્યા, દેખાડે વળી વસુ

બહોત; સુડલ ઢલ પુરીયો એક, બીજે રોહિણી છાલ અનેક. ૧૨૩ ઈંદ્ર જવે એક પુરીઓ ઠામ, કુમર પેખિયો અતિ અભિરામ; કહે શેઠ સુણ સકલ કુમાર, સહુ તુ મ ૩ જે ઘર સાર. ૧૨૪ વસે કુમર પભણે કહ્યું, શ્રીવંત અમ ઉપર હેત ઘણું; કહો કેણ કારણ એ કીજે, અગ સભાવે જે એ- હવુ અવર દેશ નર માન દીજે; જે કાંઇ કારણ હોય તે બોલવુ સુજાણ, શેઠ ભણે શુણ નિપુણ નર; એ સવિ સુપન પરમાણ. ૧૨૫ ચોપાઇ. ઘરનીસી ભરમેં પહોડયા આજ, દીઠો સુપન અસો નર રાજ; પરદેશી નર આવે જેહ, તુ તેહુ હર્ખે કરી તેહ. ૧૨૬ તેહ થકી તુજ હોશે લાહ, તેને કારણ મુજ માન્યો માંહ; હઇસા ચુકે માયા કરે, ઘરી ચિત્ત આઘો સંચરે, ૧૨૭ ઉરા માંહી જઇ બેઠા, તવ તે જન નૂરી દીઠા; બોલે વચન અમૃત સમ મીઠ, કહ્યુ એકએની રીદ્ધિ અનીઠ. ૧૨૧ શેઠ કહે સુણ તું અભિરામ, હાંસી કરવા નહીં તુમે કામ; આગે નગર લોક મડ નામ, કીધું હાંસી કેરૂં ઠામ. ૧૨૯ નગર રાય આગે ડંડીયો,

કરી ચોર લોકે ભડોચો; ધણ, કણ, કપ્પડ, ચો-
પડ, ચીર; રાજ ભુવન ગ્રહ્યો સવિ વીર. ૧૩૦
ભણ કુમર મુજ કહું વૃત્તાંત, શેઠ કહે સુણ થઇ
કાંત; અન્ન દિવસ એણે નગર પહોત, દ્રવ્યે વા-
હાણ પુર્યા બહોત. ૧૩૧ પરદેશીના વાયુ વિ-
શેષ, ચાર ઠામ ગયાં તટ વષિ; ચાર વેચવા
લઇ આવિયા, એણે પરે નરપતિ નવિ જાણીયા.
૧૩૨ ઓછું મુલ્ન કર માંઇ લીધ, દાણ ભાગ રા-
યને નવ દીધ; દુર્જનથી એક જાણી વાત, કીધી
લોક માંહિ વિખ્યાત. ૧૩૩ અનુક્રમે રાય લાગટ
ગયા, તુરંગ ઉપર તે સજ થયા; પ્રવહણ સહિત
લીધ સંપુર્ણ, દુર્જનને ઘેર માંડીઓ જંગ. ૧૩૪
પ્રવહણ કેરો કાઢીયો બહાર, રત્ન, હેમ, ભરી-
યા ભંડાર; દીઠા પ્રવહણ કરે મુલ, નગર રાય
મંત્રીસ્વરે ઋૂલ. ૧૩૫ લીધો શેઠનો અધિકાર,
દીધો પ્રવહણ રાજનો ભાર; દીલ તણો ઉદ્યમ
મેં કરી, ઇહાં આણી તિહાંથી ઉદ્ધરી. ૧૩૬ વ-
રસાદ કાદવ હુઓ એહાટ, આવ્યો ગ્રાહક જાઇ
તે માટ; તીહાં નાખુશી સઘળી થઈ, અણાથી

તે એણે મુક્ત રહી. ૧૩૭ નદી તીરે છ પ્રવહણ
પડ્યા, બહુ દિવસે તેઓ સંચર્યા; નગર લોક
એણે કારણ હશે, અધિકાર અધિકેરૂં થશે. ૧૩૮
સુગુણ શિરોમણી મળીયો તું, હવે હર્ખ હુઓ
છે બહુ; રખિ કુમર કહે સુણો સાહ, એહથકી
તુજ હોશે સલાહ. ૧૩૯ પ્રવહણ વલગી હુઓ
તર તરી, તેણે તીહાંથી ઉદ્ધરી; એહનું તે જન
નૂરી નામ, ફરી પાષાણ તણું એ ઠામ. ૧૪૦ ભ-
ણે ધના વહ તુમથી અધિ, હમો જાણું છું આવે
સિહધિ; રસ પ્રભાવે લોહું જેમ, ક્ષણ એકમાં હુ-
ઓ હેમ. ૧૪૧ દુહા. સજ્જનને દુર્જણને મલ્યો,
નિચ અવગુણ ઢંકત; સોના ઉપર ઘા જેમ, ધરે
પીરોજા કાંત. ૧૪૨ દુર્જનને સજ્જન મલે,
સામો ઝાંખો થાય; પીતલ સંગમે રત્ન જેમ,
ઓછે મુલ વિકાય. ૧૪૩ દુર્જનને દુર્જન મલે,
બોલે સામા ફાગ ચકમકને પાષાણ મલ્યો, સામી
ઉઠે આગ. ૧૪૪ સજ્જનને સજ્જન મીલે, સાહ વ-
ધારે પ્રીત; દુધ સાથે સાકર મીલે, મીઠી જગ

એ રીત. ૧૪૫ રત્ન માહરાં લઈ તમે, વલી કરૂં વ્યવસાય; ઓલગ અધિ કેરી કરી, હવે મનાવે રાય. ૧૪૬ દેશ અનેક જોવા તણી, મુજ મને છે ખંત; વલતાં આવીસું વલી, તસ ભવ જીસું મન ભ્રંત. ૧૪૭ મન માંહિ અલિ મનોરથ સફલ તરૂવર કેરી ઘાત; કાંઇ કરવા કારણે, જાવાની કહી વાત. ૧૪૮ સુગુણ સરસી ગોઠડી, લાગે પુણ્ય પ્રમાણ; દેવ યોગ મલતાં મળી, નિર વહી નિરવાણ. ૧૪૯ હયડું અમૃતપરે, સજ્જન કેરે સંગ; વિરહ ઉત્પન તેહને, દાહ ઉઠેછે અંગ. ૧૫૦ અમ આગળ મહિમા કહો, એ રજ કેરૂં જેહ; દીન દશ પંચ રહી કરી, દેખાડું સવિ તેહ. ૧૫૧ દારિદ્ર નરને કહે, નવ કો રાંધે ખીર; નર હુઓ તે રજલે, લઇ મુકયું જ્યાં નય નીર. ૧૫૨ નર ઉત્તમ જે આદર્યો, તે નવ ધાએ ફોક; એહ વસ્ત્ર વેચી કરી, લાભ અર્ધ લીઓ રોક. ૧૫૩ એવાં વચન સુણી શેઠનાં, કુમર રહી કુર માંય; રાખંતાં જે નવિ રહે, અધમ શિરોમણી

ધાય. ૧૫૪ કુમર કહે સુણુ શેઠજી, તું હું રહી કરૂં કામ; જો મુજને પુછો નહીં, માત તાત પુર નામ. ૧૫૫ વળતો કુમર પ્રત્યે ભણે, શેઠ અમૃત સમી વાણ; જેમ કહેશો તેમ કીજસ્યું, મકરો તાણા તાણ. ૧૫૬ હરખે બે નર સહુ કરે, માંહો માંહિ બોલ; સંપ પસાયે જેહથી, નીજ ઘરે હુઓ રંગ રોલ. ૧૫૭ શેઠ ધનાવહ કારડી, બેટી સુનંદા નામ; દાણ તે નીર લઇ કરી, આવે અતિ અભિરામ. ૧૫૮ દાતણના કટકા કરી, હરખે આપે સાહ; ભૂપ કુમર ચિત્ત અસે, એણે વ્યવસાએ લાહ. ૧૫૯ કુમરી ચાહે કુમરને, લક્ષણછે બત્રીસ; ઉદયવંત અતિ દિપતો, વિસાવલીછે વીસ. ૧૬૦ ચોપાઈ. નાનું અથવા મોટું કામ, આરંભ્યું કરવા પરિણામ; સીંહ તણું એ લક્ષણ એક, એક બક કેરૂંછે સુવિવેક. ૧૬૧ ઇંદ્રી કેરૂં સંવર કર કરે, દર્શકાલે કારજ આદરે; કુર્કટ કેરા લક્ષણ ચ્યાર, વેહેલો જાગે એ આચાર. ૧૬૨ કરતો યુદ્ધ ન પાછો થાયે, બંધૂ ભાગ આપીને ખાય; આ ક્રમ તું

સ્ત્રીને ભોગવે, પંચ લક્ષણ વાજસ ભોગવે. ૧૬૩
મૈથુન શેવા છાની કરે, ધૈર્યપણું અધિકેરૂં ધરે;
અપ્રમતને કરે વિશ્વાસ, વહેચું રહેવા કરે અવા-
સ. ૧૬૪ શ્વાન તણા ગુણ છેહ્લા જે, સ્વામિ ભ-
ક્ત ઉદ્યમ કીજે; અલ્પનિએ થોડે સંતોષ, ,સદા
સૂર જાણે ગુણ દોષ. ૧૬૫ ગર્દભના ગુણ ત્રિહિ
સાર, આરોપ્યો સહે સઘળો ભાર; ત્રણ લક્ષણ
સંતોષી સદા, તાઢ તાપ ન લહે એ કદા. ૧૬૬
એણે પેરે સાવીસ જે કહ્યા, કુમર માંહિ સઘળા
તે લહ્યા; રૂપવંતને સાહસ ધીર, બળવંતો સહી
બાવનવીર. ૧૬૭ દુહા. કુમરે કુમરી ઓળખી,
લક્ષણવંતી નાર; નયણો નયણ મેલાવતાં, હુવો
મનસ વિકાર. ૧૬૮ પેહ્લું નયણ સલુયણે, વિ-
મલ તે મળીયો મન; મન મળે વયણે મલણ,
પછે તન્ને તન્ન. ૧૬૯ ગઈ સુનંદા હર્ષ ભરી,
નિજ ઘર જનની પાસ; જાણે આવીસુ ગુણ
ભરી, ત્યાં તેડુ આવાસ. ૧૭૦ કળા ક્રોડછે પર-
વર્યો, રૂપે મયણ અવતાર; મનવાંછિત સુજને
મળ્યો, અનુપમ એ ભરતાર. ૧૭૧ આજ મ-

નોરથ સવિ ફલ્યા, મળ્યા સીયલ સંજોગ; લાડુ, ઘેબર, લાપશી, સરસ રસ વતિ યોગ. ૧૭૨ સાકર જે આપણ ઘરે, એક પરદેશી કાજ; રે રે છોકરી ગેલડી, તું મુંકસે ઘર ભાજ. ૧૭૩ જે જે રૂપે રૂઅડા, તે તે કેસ્યું કરેશ; હું નહીં વેવું પાયકું, એહ પરૂણા રેસ. ૧૭૪ વળતી જંપે લાડકી, બેટીને સુણુ માય; એણે ભવ એ નર કેરડા, વિશ્વાસે વસુ પાય. ૧૭૫ તેહ ભણી મુજ સુખડી, કેરા એ લ્યો દામ; નીપાયે વર વર રસવતી, કરવાને અભિરામ. ૧૭૬ કહે એ વર મુજ સહી કરૂં, કહે મુજ સંજમ માત; અવર પુરૂષ બંધવ સમ, એ સહી જાણું વાત. ૧૭૭ મા બેટી બે બોલતાં, કરે સ્પૅ સુવિચાર; એણે અવસર ધન પરૂણો, બે આવ્યા ઘરબાર. ૧૭૮ ધણી આગળ ઘરિણી ભણે, બેટી કેરા બોલ; શેઠ કહે સુણ સુંદરી, એહથી છે રંગરોલ. ૧૭૯ બેટિ બુદ્ધિ આગળો, તાત જણાવીયું તામ; મુજ પરણવું પરહુણો, કે સંજમ સંઘાત. ૧૮૦ જાત ભાત નવ જાણીસે, નવિ જાણું જે ઠામ; માત

તાત નવિ જાણીયે, પણછે ગુણ અભિરામ. ૧૮૧
અંગ પખાલે આપણું, શ્રી જીનવર અખેય;
શેઠ કુમર ભોજન કરે, બેઠા વાત કરેય. ૧૮૨
વચન એકાંતે પરહુણો, કરવું સહી પ્રમાણ; મુજ
પુત્રી છે ગુણ ભરી, વરવી તે તે સુજાણ. ૧૮૩
વળતી જંપે કુમર સ્વર, સુણ તું લીલવિલાસ;
આભ કેરી છાંયડી, તે તેહની કેતી આસ. ૧૮૪
વાસન જાણો માહરો, ન જાણો મુજ તાત;
કુળ નવ જાણો માહરૂં કેમ કરો એ વાત. ૧૮૫
સુગુણ સુલક્ષણ સુંદરી, બેટી કુલ સણગાર;
મુજ અણજાણ્યા પુરૂષને, દેવા નહીં વ્યવહાર
શેઠ ધન કહે તુમ સમો,નહીં કુલવંતો કોય; આ-
પણ પુન્ને દીજ કે સુ ગુણ શારોમણ સોય. ૧૮૭
એહ વાત જો માનસો, તો અમે જમશું કાલ;
લગન અપુરવ આજનું, એહછે ભલો વિપા
લ. ૧૮૮ કુમર વાત માને નહીં, કુમરી મુકી
લાજ; નામ ઠામ જોઇયે કસ્યું, કુલક્ષણ નરરાજ.
૧૮૯ ન રૂચી તુમ વિણ અવર નર,સર્વ મુજ તાત
સમાન; દયા કરી મુજને વરો,આદર મુકી માન.

૧૯૦ કુમર કહે રે ગેલડી, એવડી મ કર વાત,
વેશ્યાને બ્રાહ્મણ તણો, કયાં મળે સંધાત. ૧૯૧
હું પરદેશી પરૂણો મુજસું ઘર વાસ; થિર વાસી
ધન પતી, અવર નર વિરહે વિલાસ. ૧૯૨ આ-
સ્યા પુરો હવે માહરી, હું છું તારી દાશી; દુધ
તણું પલક ભણું, નહીં મણ અધમ છાસ. ૧૯૩
સજ્જન સું ઘડી ભલી, નહીં દુર્જન સું જમ્મ;
સુકૃત જો થોડે કીજીયે, નહીં પણ ઘણું કુકમ્મ.
૧૯૪ સજ્જન સરસી ગોઠડી, જો કીજે તો સાર;
સોનાનું વાલે ભલું, નહીં મણ લાઢી ભાર. ૧૯૫
જે મન માને તમ તણું, ત્યાં રહીયે રંગ રાજ;
પછી ઘરે જઈ કરી, કરીયે ધાર્યા કાજ. ૧૯૬
શુકન ગાંઠ બાંધી કરી, છાનો કીધો વિવાહ;
સુખે સમાધે ત્યાં રહે, લે ધન યોવન લાહ. ૧૯૭
શ્રેણિક નરપતિ રાસનો, રચિયો પહેલો ખંડ;
સોમ વિમલ અવસર લહી, કહી શું બીજો ખંડ.
૨૯૮ इति श्री सम्यक्त्य सार श्रेणिक नर राज रासे
वणिकादिक पुत्र परिक्षा करण श्रेणिक देश गमन
रत्न प्रापण विन्नातट गमन सुनंदा पाणी गृहण क-

रण मस्ताव शुभगं मथम खंड समाप्तणं. १॥

ચોપાઇ. શ્રીમતી ભગવતિ સરસ્વતિ દેવ, તેના ચરણ કમળ વંદેઅ; બીજે ખંડે રચું હું વલી, જે સુણતાં પહોંચે મન રલી. ૨૦૦ કુમર શેઠ બે વ્યવસાય કરે, એક દિન ચોટામાં સંચરે; પડે સાદ સુણીને કાન, ઉભા રહીને સુણે એક ધ્યાન. ૨૦૧ શુક સંબોધન નાયક આવિયો, સવાલાખ બળદ લાવિયો; આ વૃતાંતને હુવા છ માસ, દેવ દિયો શુક વચન વિલાસ. ૨૦૨ અહીં થકી બિજા તટ જાય, તે જનનુ રીજે લીઠે તિણિ ઠાય; તેણે વચને તે નાયક અહીં, લઈ પોઠ આવ્યો ગહ ગહી. ૨૦૩ નયર ધણીને કીધી ભેટ, ભૂપ વિનવે નાયક નેટ; તે જનનુ રીસ ધરે રહ્યો, મુજ મહેલે આવો શ્રીપતિ સોહો. ૨૦૪ નગર રાજા જંપે એહવે, તે જનનુ રીતે મેળવે; નગર સોહક રજે હુવો શેઠ, તે હર્ષે આવ્યો મુજ હેઠ. ૨૦૫ પડહ વજડાવ્યો નગર મોઝાર, બેસી ભૂપ મંત્રી સુવિચાર; તે જનનુરી આપે જેહ, નગર શેઠ નૃપ થાપ્યું તેહ. ૨૦૬ પડહ સુણીને શેઠ કુમાર,

હૈડે હરખ ધરે એણી વાર; કુમર કહે સુણો શેઠ મહંત, તું થા માંડવિયો જસવંત. ૨૦૭ દ્રામ વધારૂં રાઓલીજે, તમારી આશા સફલ સવિ હુવે; વિરામ બાંધુ પાઘડી, ભેટચો ભૂપ સવિ પાઘડી. ૨૦૮ રાઓલી કુમર શેઠ બે જણા, પહોત્યા માન લઇ અતિ ઘણાં; વાજે પડહ કેવો પુર માંહી, રાજા જપે મન ઉલસાહી. ૨૦૯ વિણજારૂ પર દાસી એક, લાવ્યો બલદ વસ અનેક; તે કહે મનવાંછિત એણે ગામ, કહ્યુ ભૂપ લેઉ કુણ ઠામ. ૨૧૦ સોવન, રૂપુ, રત્ન, કપુર, હીર, ચીર, ચંદન, નેપુર; આછી ચોલી અને મજીઠ, પટકી નૂરી દંત અનીઠ. ૨૧૧ કેરમુ મોતી મુગડા, જાતિ અનેક તણાં લૂગડાં; એણ પેર વસ્તુ ઘણી તે કહી, જે જોઇયે તેહ માંય નહીં. ૨૧૨ નગર અનોપમ મોહું સુણી, હું અહીં આવ્યો તુમ ભણી; જુવે અહીં કણ લાભે નહીં, તું જાવાનું કરવું સહી. ૨૧૩ ભણે ભૂપ શેઠ અધિકાર, માંડવીઆ કેરો વ્યાપાર; લેઇ અને ચિંતા સવિ કરૂં, વણજારાની આરત હરૂં. ૨૧૪ રત્ન પ્રભાવ ભૂપ વશ

થયો, ભૂપને વચન શેઠે ગહ ગહ્યો; તતક્ષણ
તેડયો સારથ વાહ, માગુ વસુ મન ધરી ઉછાંહ.
૨૧૫ કહે વણજારો માંહિ ત્યાં કુમર, અમે દીયો
તે જનનુરી પર્વર; જે જોઇયે તે માંગો મુલ, નર
તુમે થાવો સાનુ કુળ. ૨૧૬ કુમર શેઠ વણજારા
સાથ, ચઉટે પહોત્યાં વલગી હાથ; હાટ મોઝાર
પહોત્યાં જામ, તે જનનુરી દીઠા તામ. ૨૧૭ દીઠે
હર્ખ ધરે અનિવાર, વાર વાર તે કરે જુહાર; સો-
વન, કુસુમે અરચ્યાં અંગ, હવે પહોત્યાં મ-
નના રંગ. ૨૧૮ અંગ તણી આરતી સવી ટળી,
કુમર શેઠ સહુ બેઠા મળી; કુમર જોઇ વણઝાર,
કહે મલ્યાછો કાંઈ કુમાર. ૨૧૯ મગધદેશ રાજ
ગૃહનગર, રાજા ગુંનજ દીઠાછે દિવર; ભૂપ કુમર
રાતાં કરી નેણ, રાજા જંપે એહવું વેણ. ૨૨૦
જાજારે વણઝારા તું, શું કહું અવિચારી હું;
રખે ત્યાં અમ વેરી હોય, જાય જયાં પ્રસેન જીત
સોય. ૨૨૧ જાઓ વણઝારા લાગુ વાટ, બેસસો
તુમે ઇણે હાટ; શુંક સંબોધ નાયક કહે ઇમ, એહ
વાત હવે કરવા નીમ. ૨૨૨ નાયક પભણે કરૂં

પસાય, દ્યો વસ્તુને કરૂં વ્યવસાય; કુમર કહે નિ સુણું સુ વિવેક, સોમણુ સોને ગદીઆણા એક. ૨૨૩ એનું તે જનનુરી નામ, એહ વસ્તુનું મોટું ઠામ; તમે નજાણો એહનો મર્મ, ઉહલી જુવે શુભ કર્મ. ૨૨૪ ભાર એક ત્રાંબુ ગાલીયે, વાલ એક માંહિ ભેલીએ; સાઢ સોલું સોનું તે થાય, કસમલ સઘલું દારીદ્ર જાય. ૨૨૫ નાયક ઉઠી પ્રણમે પાય, તુમે લહ્યો છે સર્વ ઉપાય; દેવદત્ત સુડે જે કહ્યું, તે સઘલું મેં તુમથી લહ્યું. ૨૨૬. ચંદન, સોવન્ન, રત્ન, પ્રવાલ, માણેક હિરા ચારસુ વિશાલ; ભરી પોઠ આણ્યા છે ઇહાં, લઈ ઉતારૂં તુમ ઘર જિહાં. ૨૨૭. તે જન તુરી આપ્યું અમ, રત્ન પ્રવાલ લીઓ સવિ તુમ; એણ વચ્ચે પરમેશ્વર સાખ, મન માંહિ અંતરમાં રાખ, ૨૨૮. માંહો માંહિ માન્યા મન્ન, ધનવંતા સેઠ હુઆ ધન્ન; નાયકને મન ચિંત્યુ ફલ્યું, ભેટી ભુપ કહે દુઃખ ટલ્યું. ૨૨૯. નયર મંડણ એ વેવારીઓ, ભલે કર્યો તે વેપારીઓ; તું ભુપ મંત્રી સર એહ, સ્નેહ ઘણું જિમ પૃથ્વી મેહ.

૨૩૦. વણઝારો ગયો નિજ ઠામ, શેઠ પ્રસિધ વાધ્યો તેણ ઠામ; તુંગ તુરંગમ લીધા સાર, વ્યવસાએ પાલ્યો વેવહાર. ૨૩૧. આવી મલીયા ઘણા વાણોત્ર, ધન્ન શેઠ તમારૂ ગોત્ર; અમને આપો વચન પ્રસાદ, પ્રથમ વિરસે કરતા વિવાદ. ૨૩૨ પુર્વે લાવરી વાણીઆ, શેઠ ભુયબી હતા પ્રાણીઆ; તે આવીને પ્રણમે પાય, પડયું વરાંસ કરૂં પસાય. ૨૩૩ મંડાવ્યા મોટા આવાસ, સમુહરતે તીહાં પુર્યો વાસ; દીએ દાન નીત લીલ વિલાસ, યાચક જનની પુરે આસ. ૨૩૪ શ્રેણિક નામ ઠવંતુ ગોપાલ, ભોગ ભોગવે પરમ દયાલ; ઘરણિ સુનંદા સાથે પ્રીત, રતિ પતિ ધરે જેમ રતિને મીત. ૨૩૫ હુઓ સુનંદાને આધાન, ચક્રવર્તિ ધરે જેમ નિધાન; ત્રીજે માસે ડોહલા ધરે, અભયદાન પુરમાંહે વીસ્તરે. ૨૩૬ સોવન રત્ન જડીત સવા લખી, રાજ કુવર બેઠો પાલખી; આગળ પાયગ કેરી ક્રોડ, ગાયણ ગાયે કરજોડ. ૨૩૭ ગજવર રાજા તણે હું ચડી, વાજંતે માદલ દડદડી; વરતાવું પુરમાંહિ અમાર,

સફલ જન્મ કરૂં દેવ જુહાર. ૨૩૮ એવો મનોરથ મન ચીંતવે, લાજંતે પતિ વિનવે; તણે તે દુબડી થાય, તેજ વર્ણ તસ શિરથી જાય. ૨૩૯ ગર્ભ ભાવે મુખ આવે મુલિ, ભાગી ભુખ થઇ એક કુક્ષિ; આવે ફેર મુહે ફેફરી, કીસ્યુ કામ તે ન સકે કરી. ૨૪૦ કેમ પહોંચસે મનની આસ, વાત તણો કીમ કરૂં પ્રકાશ; લાજતિ પીત અને નવિ મિલે, જેહથિ સવિ સુખ દુરે ટલે. ૨૪૧ એક દિન કુંમર સુનંદા નાર, દીઠી આવંતી ઘર બાર; આખડતી હીંડતી, ઘણા સાસ મુખે નાંખતી. ૨૪૨ મરવા સરખી દીઠી જામ, ચિત્ત ઉચાટ થયોઅતિ તામ; સાસૂને પુછે તતકાલ, કાંદીસે એહવી વિકરાલ. ૨૪૩ સાસુ કહેજમાઈ સુણ, ગર્ભપાત તુમે નવિ સુણ; મન ડોહલો ન જાણ્યું કસ્યું, છોરૂં યોગી એહ મન કસ્યું. ૨૪૪ શ્રેણિક જંપે પુછયું માજ, લાજે વિણસે સઘળા કાજ; ગઈ સુનંદા પુત્રી પાસ, કહે ડોહલું મન ઉલ્લાસ. ૨૪૫ ભણે સુનંદા સાંભળ માત, ડોહલા ની મોટી છે વાત; જાણું નરપતિ કેરૂં જાત, શિ-

બિકા બેઠી સંધાત. ૨૪૬ એણે પરે મનની
વાતજ કહી, અનુક્રમે શ્રેણિક કુમરે લહી; ચિંતે
શ્રેણિક કરી પ્રપંચ, કેઇ પરે મલશે એ સંચ.
૨૪૭ શેઠ ધનાવહે કીધો સાદ, જોઉં વહિમમ
કરૂં પ્રમાદ; તુમ બેટી મન ડોહલો જેહ, પુરવો
જોઇએ નિશ્ચે. ૨૪૮ જોતાં જોતાં ઉપની બુદ્ધ,
સોહિલું હોસે કારજ શુદ્ધ; નરપતિને બેટીને
બેટી જાયંધ, તેનું કશું છે સબંધ. ૨૪૯
ભણે શેઠ સુણી કુંમર દયાલ, તેહના લોચન છે
વિશાલ; કાંઈ કારણ દેખે નહીં, માને આણ સહુ
તસ સહી. ૨૫૦ રત્ન પ્રભાવ નયણ નિરમલા,
હોસે જમચંદ્ર મંડલા; લઈ હમણાંને જાઓ
શેઠ, છાંટી નિર્મલ કરજ્યો દ્રેઠ. ૨૫૧ વર આ-
પે તુમને જવરાય, નવ બીજું માગવું પસાય;
બેટી ડોહલા પુરૂ જામ, હવે કરવું નિશ્ચે તામ.
૨૫૨ ભરી કચોલું હ્વવણ નીર, રાજ ભુવન પો-
હતો ધનવીર; નમી ભુપ કહે પુત્રી કીયાં, નામ
લઇને તેડું ઇહાં. ૨૫૩ તતક્ષણ સુલોચના કુંવરી,
આવે રણ કંતીને ઉરી, બેઠી શેઠ તણા ઉમરે,

છાંડી દ્રદ્ધિ નીરમન રંગ. ૨૫૪ લોચન નિર્મ્મ
લહુ આ તતકાલ, મન માંહિ હરખ્યો ભુપાલ;
ભણે ભુપ મન વંછિત કહુ, જે માગું તે સઘળું
લહું. ૨૫૫ કહે શેઠ પુણ્ય પ્રસાદ, અભયદાન
દેવરાવું સાદ, દસ માંહિ વરતી અમારી, જીવ
દયા સંપદ બારી. ૨૫૬ કહે શેઠ સાંભળ નર
રાજ, કાજ કહેતાં આવે લાજ; ભણે ભુપ ભાખું
નિજ કાજ, નાનું મોટું કરવું આજ. ૨૫૭ બેટી
ડોહલા તણું સ્વરૂપ, સેઠે વિનવ્યું તવ ભુપ, કરી
સજાઈ સઘળી સાર, તેડું સુતા મેલ્યું આ વાર
૨૫૮ ગજવર ચડી સુનંદા નાર, ભુપ સાથે જિન
મંદિર બાર; પહોતી જિનવર પુજા કરંત, હૈયડું
અધિકું હર્ષ ધરંત. ૨૫૯ સકલ મનોરથ પુરા
થયા, ધનશ્રી ધણી હુય તુમે ગયા; સુલોચના
સુનંદા સહી; સરખી જોડી મીલીએ સહી. ૨૬૦
ગર્ભ પોષણ કારણ કરે, ઉસભ વાત મનથી અ-
પહરે, એક દિન શ્રેણિક કરે વિચ્યાર, નામ દીજે
એ અભયકુમાર. ૨૬૧ ભણે સુનંદા જંપુ સ્વામ,
વાસ તમારૂ કહો કુણ ગામ; રાજ ગૃહના ગોવા-

લિઆ, ધુલે ટોડે જગી જાણીઆં. ૨૬૨ સુખે
સમાધે સહુ તિહા રહે, રાજમાન અધિકાર લહે;
હવે પ્રસેન જિત ભુપવાન, કહે વેણ સુણજ્યો
વિખ્યાત. ૨૬૩ ઢાલ. સલખણીઆનું. શ્રી પસેન
જિત ભુપ, રૂપ અનોપમ બેઠયો; સુખ વિલાસે
ઘણુંએ. એણ અવસર પુર તેણે, આઠ્યો નાય-
ક એક; ચરિત્ર પુછ્યું જેહ તણુંએ. ૨૬૪ તુમ
બેટા સુ જેહ, તેયન વાણું અહીએ; કહું કુણ
કારણે એ. વલતો જંપે રાય, રત્ન રહે કિમ રાંક
તણદ્ધર બારણે એ. ૨૬૫ સુણિ સુણિ શ્રુક સં-
બોધ, એ બુધિ મારી ધરી; તે મુજને ફલીએ.
જનમ ન મોહ ન પુત્ર, સુત્ર જેહથીએ; તે કુવ-
ચન ગંટી ઉવલીએ. ૨૬૬ પુત્ર નવાણું જેહ,
તસવિ ઉદ્ધત એ; વાત કહેને બેસે નહીંએ.
કુંમર સિરોમણ સાર, પાર ન જાણું ગુણનોહ,
રૂડી તેહ નહીં સહીએ. ૨૬૭ કીધી છે પરખી
શીખ, નલોપી કહે; તેણે માહરી એ. મારે કુવ-
ચન તેહ, ગયો પરદેશે એ. ચિંત લોક ત્યાંના
હરીએ. ૨૬૮ શુદ્ધ કહું તે પુત્રીની, તમે સાંભ-

ધ્યું એહ; બેન્ના તટ ગેહ દેહ દીપતુંએ, તેમેં દીઠું અતિ ભલું એ. ૨૬૯ વલતી બોલે રાય નાયક મંગલ હુધ; કહી નવી જીવને એ. નવિ પહોંચે મન આસ, તાસ અપુર્વ દર્શન; જ્યાં નવિ પામીએ એ. ૨૭૦ તારી પર અનેક; લોકે મોંને મીઠ; વચન ઠારીયું એહ. નાયક જંપે એમ, નિમણે પરે નવ કોય; અમે ધુતારીઓએ. ૨૭૧ તુમ બેટે ગુણ કીધ, દીધ અપુર્વ વસ્ત્ર એક; મન માનતીએ. જવ પુછયું મેં ગામ, નામ જેમ ભાખે ભાખી; કહુ સુ વિચારતી એ. ૨૭૨ સહી તે તારૂં જાત નહીં, અને રૂએ નિશ્ચય; તુમે મન રાવું એ. જો નવ માને એહ, તુએ કકો મોકલું તેહને સહી મેં દાખવ્યું એ. ૨૭૩ જો કદી જુઠું હોય, તુ ગુરૂદેવ એહ; લોપી પાપલીજીએ. આયરી ઉવઝાય, સાધુ સાહ મ્મીર, પ્રત્યનીક પાપ ભાજીએ. ૨૭૪ માત તાતનું લોપ, થાપણ મોસુએ કીધ; પાપ જેટલું એ. જુઠી સાખે પાપ, જો કહું જુઠું અનુસહી; હોજ્યો તેટલું એ. ૨૭૫ કહે નાયક સુ વિચાર, કુંમર કિસી

પરે કોણે; રૂપે તે પેખીઓ એ. કહે જુવારી ચોર, કહે ધુતારીએ; કેવી પરે તેં પેખીઓ એ. ૨૭૬ જંપે સુણી ભુપાલ, આલ ન જંપીએ; માનું વેણ અમારડું એ. નયર શેઠની ધુઅ, પરણીતું રયણી રાજ; ભુવન રમે છોરડું એ. ૨૭૭ કરતું અતિ ઘણી લીલ, શીલ પાલતું એ નાર; સુનંદા સ્યું રમે એ. શાલ દાલ ઘૃત ગોળ, રોલ કરતું એ; ધાન ઘરે બેઠો તે જમે. ૨૭૮ મુજ ઘેર સોવન જે, આરયણ ભંડાર એ; તે મહિમા તુમ પુત્રનું એ. મુજ મન જોતાં હોય, નહીં આનરૂએ; અધિપતિ રાજન સુત્રનું એ. ૨૭૯ નરપતિ બેઠા શુદ્ધ, જાણી સાચી આપ; ઘણી વધામણીએ. હવે પુત્રને કાજ, નરપતિ મોકલે; ગોધો દોઈ સોહામણાએ. ૨૮૦

દુહા.

ગેહ જમાઈ ન સુણે, એ બિહું અધીકું કોઈ; જાયુ પુરૂષ જો કરે, મોહ જાણવું સોઈ. ૨૮૧ તાત વેણ કુંવર કહ્યું, ઘર જમાઈ હોય; પરદેસીને પરઘરે, ડાહુ ન ફિરે કાંઈ. ૨૮૨ દોય લીખી કરી, પાઠવીઆ ભુપાલ; બેન્નાતટ ત્યાં પહોંચ્યા ડચા,

પશ્ચિમ સંધ્યા કાલ. ૨૮૩ અક્ષર શ્રેણિક કુંમર વરે, જન કહ કેરા જામ, નેહ ભરે તે ચાંપતાં, નયણુ ભરિયા જલ તામ. ૨૮૪ નિસિ મોકલવાને નારને, અમે જાસ્યું અમ ઠામ; હુંને પુત્ર તુમારેડા, કહો આવું કોણુ ઠામ. ૨૮૫ રાજ ગૃહ પુરવ તણા, અમે છીએ ગોવાલ; ધુલે ટોડે ઘરછે, જાણે બાપ ગોવાલ. ૨૮૬ પિતા પ્રતે વળતી લખે, રહે ઉત્તમ આચાર; એક પ્રતે દે સુખડી, એક પ્રતે દે ગાલ. ૨૮૭ પિતા કેસ્યું અંતર કરે, આવે વરસ દુઃકાલ; પુત્ર સપુત્ર તે કહ્યો, જે નવિ લોપે શીખ. ૨૮૮ માત તાત સહિ ગુરૂ તણી, જે છે અમૃત શીખ; જ્યારે લે અપમાનનું, તવ તે નિશ્ચે છંડીએ દેસ નગર પુરાણુ. ૨૮૯ આયુ સમાપી તુમ તણું, મેં લીધો પરદેશ; પિતા વચન પ્રતિ પાલતાં, નિશ્ચે હોય વિસેસ. ૨૯૦ પગ સુખ જુહાર ત્રણ, એક રહિતજ જવ હોય; કાંઇ ઉણું નવિ પડે, ઇમ ભણે સહુ કોય. ૨૯૧ તેમ તુમ બેટા સુંવલી, આ લીયો ગુણવંત સ્વામી; દ્વિહાન મુરખ વલી, ઉતાહુ કાકુણ ઠામ. ૨૯૨

એમ લખીને મોકલે, રાય પ્રતિ સુ વિચાર; શ્રી
પ્રસેન જીત વાંચતાં, પામ્યાં હરખ અપાર. ૨૯૩
પુત્ર વેણુની ચતુરીમ, પેખી રંજ્યા ભુપ; સભા
દેખતાં નૃપ કહે, પેખું વિનય સ્વરૂપ. ૨૯૪ પુત્ર
નવાણું ઇમ કહે, આમ ન કરૂં સનાથ; શ્રેણિક
કુમર તેડાવિએ, જોઈ રૂડો સાથ. ૨૯૫ શ્રી પ્રસેન
જિત રાય વર, પુનઃરપિ લખ લિખંત; ઉત્તમ
આહું તહિં પરભવે, ચિંતે રાસ ન ધરંત. ૨૯૬
બેટી છે અતિ ઘણી, પણ તુજ સમ નહી કોઇ;
વલી મીલીએ ઘણો, થંભ વિના નવી હોય.
૨૯૭ અણ જોઇતું બહુ મીલે, નહીં જોઇતું એક;
સુગુણ સલુણો નૃપ નર, વિનય વંત સુ વિવેક
૨૯૮ એક પખુ સનેહ પણ, દીસેછે ગુણવંત;
પ્રેમ ધરંતિ નવી થઈ, તસુ કેમ કહીએ સત.
૨૯૯ મુજ મન તુજસ્યો વાધીઓ, પણ તુજને
નહીં સાર; બપૈઓ પીઉ પીઉ કરે, મની ધરે
જલ ધાર. ૩૦૦ દૃષ્ટિ દેખતું આવજે, જો મુજ
જીવને કાજ; લેખ લખીને પાઠવજે, બન્નવટ
નર રાજ. ૩૦૧ લેખ પહોત્યો કુમરને, વાંચ્યો

ધરી સ્નેહ; તાત વેણુ મન આણતાં, નયણુ ઠુઠા હામ. ૩૦૨ શ્રી શ્રેણિક નર વર કુમર, સોવન કેરે સાર; રત્ન જડીત્ર સોહામણા, નીપાએ સણગાર. ૩૦૩ ભાઈ નવાણું પ્રતે, વહુ વરને વલી તેમ; માત તાતને મોકલે, તીહાં પોહતા જામ. ૩૦૪ તવ તે હરખીઆ, પેખી સવિ સણગાર; જય જય હોજો એહને, ધન ધન એહ અવતાર. ૩૦૫ શ્રી પ્રસેન જિતરાયને, ડીલ થઈ સમાધ; જાણ પુરૂષ જોઈ કહે, એછે વ્યાધિ અસાધ. ૩૦૬ તવ નખર જંધે અસ્યું, સુણુ મંત્રિ સુ વિચાર; શ્રેણિકને તેડી કરી, આપુ રાજ ભાર. ૩૦૭ વત શ્રેણિકને તેડવા, ધરી અજાણી સાંઢ; મહિ તે સઘલે મોકલી, ઉતરી જઈ માંઢ. ૩૦૮ તાત તણે શ્રીરાગનું, શ્રેણિક સુણી ઉવ્યાય; નારી સુનંદાને કહે, તેડાવે પછે બાપ. ૩૦૯ શીખ ધનાવહ સેઠની, આણુવિનય અંગ; એમ કહીને ચાલીઓ, પોહતો નીયમ નિરંગ. ૩૧૦ શ્રી પસેનજિત રાયને, મલીઓ પોહતી આશ; રાજ ભાર સવિ સુંપીઓ, જંપે લીલવિલાસ.

૩૧૧ તાત તુમારે ધર્મનો, મન હોય હર્ષ; તે સ્રુધણું તુમે પુરજ્યો, છાડી સીયલ અમર્ષ ૩૧૨ શ્રી પ્રસન જિત ચીંતવે, મહામંત્ર નવકાર; શરણુ અપુર્વે પડાવજે, અરિહંતાદિક ચ્યાર. ૩૧૩ જીવ ચોરાસી લક્ષ જેહ, તસવિ મીત્ર સમાન; ભૂપતિ નિજ મન ચીંતવે, અતિ આણી શુભ ધ્યાન. ૩૧૪ પુરૂં પાલી આઉખું, ભૂપ ભયા દેવ લોક; શોગ સંતાપ કરી આ ઘણાં, રાજ ગૃહ પુર લોક. ૩૧૫ પ્રેત કૃત્ય સઘલા કરી, શ્રી શ્રેણિક નર નાહ; ઉત્સવ અધિકેરા કરે, મંડે દાન પ્રવાહ. ૩૧૬ વસ્તુ. હવે નિસુણુ સુણુ સેઠ ધનગેહ; શ્રેણિક ઘરણે જોય પુત્ર એક સોભાગ સુંદર; દાણ માણ ઓછવ ઘણા કરે મંગલ મનોહર, અશ્વવિ કર્મ સવિ ટાલે દિવસ હુઆ જ વ બાર, સજન પુછી નામ તસ ઠવીઓ અભય કુમાર. ૩૧૭ કુંમર વાધે વાધે બીય જિમ ચંદ, ઈંદ્ર પરી રૂપિ વર અઠ વરસ તસુ જામ હોય; તામ સુ ગુરૂ પાસે રહી સયલ ગૃંથ બહુ પરે જોય બાલક માંહિ રમતુ કોડીઓ બાલક એક, સગા

સણીજાં તેહના તતક્ષણ મિલ્યા અનેક. ૩૧૮
તેહ ભણે ભણે સુણી નતુ બાલ બાપ વિના કોણ ઉપરે બાલ સાથે કલહ કીજે, એમ સુણીને કુંમર વર વર ચિત્ત ખેદ અધિકું ધરજે; ઘેર જઇને પુછયું માત કોણ મુજ તાત; નામ કહે શ્યું વલતું કહીએ સુણી તુમ પુત્રજ વાત. ૩૧૯
તાત તાહરૂ તાહરૂ એક પ્રાદસ વાસી નર વર આવીઓ તાસ સાથે મેં કીદ્ધ રંગ, તુજ આધાન રહે થકે ને હુઓ નિજ ગામિ ચંગહ; ગામ ઠામ જબ પુછીયું તવ મને કહ્યું, એ મારાજ ગૃહ ગોવાલીઆ એ નહીં જુઠું નીમ. ૩૨૦ ભણે કુંવર સુણને તું માતા તાત જિહાં તિહાં જાવું એહ વાત નિશ્ચે કરેવા, રહે પુત્ર માતા કહે કરસું કાજ મન મતિ ધરવા; શેઠ ધનાવહ પુછિયું કીધ સજાઈ સાર, રથ બેસી માત સહિત ચાલ્યા અભય કુમાર. ૩૨૧.

ચોપાઈ.

કેટલા દિન સુખ વાટે વહ્યા, રાજ ગૃહ આવ્યા ગહ ગહ્યા; ઉધમ અપૂરવ માંહિ જાય, રથ રાખી જંપે સુણને માય. ૩૨૨ હું જોઈ આવું પુરસ્વ

રૂપ, અહીં રાજ કરેછે કોણ ભુપ;કહે જનની જા-
જે નગર માંહિ, ધુતારા જ્યાં ઘરે બાંહિ. ૩૨૩
કહે કુંવર માત સુણિને બોલ, મન માને સ્યા
રીતનું ટોલ; એણે પુરે જાતાં છે રંગ રોલ, જેણે
મુજ મલીઓ તંબોલ. ૩૨૪ કહે કુંવર પહોંચ્યું
જામાંહ પોલ, તવ કુંભ ભરી કુંકમ તણે રોલ;
અખ્યાણું શ્રી બાલક ધરવા, કહે આવું આવું
રંગ ભરવા. ૩૨૫. શુભ શુકને પુર પ્રવેશ,
એણે અવસર શ્રી શ્રેણિક નરેશ; ચિંતે મન માં-
હિતા સુ પ્રપંચ, એ કેછે ઉણાંસ્યાં પંચ. ૩૨૬
તસ ઉપર નાયક એક કોય, સહી કરવું સજજન
સુગુણ હોય; પરિક્ષા કારણ જોએ ભુપ, બેઠો તે
સુકો જ્યાં કુપ. ૩૨૭ કર વીટીં મુકી તસ માંહે,
કહો પહેરો જન મન ઉછાંહ; જે પહેરે કાઢી રહ્યાં
વલી, તે માંહિ તુ થાપું સહુ મલી. ૩૨૮ તે તણે
ઠામે મળીઆ લોક લક્ષ, ટગ મગ રહ્યાં ચાહે જે
દક્ષ; નવ કહે ને સૂજે કાંઈ બુદ્ધિ, જેણે પેરે કાજ
હોય સિદ્ધિ. ૩૨૯ તેણે ઠામે પહોત્યો કુંમર રાય,
એમ ચિંતવે લોક ઉપાય; શા કારણ મળીયું ન-

ગર લોક; હરખી તમો દીસે નહીં સોક. ૩૩૦ તવ પુછયું કુંમરે પુરૂષ સાર, કોણ કારણ નરપતિ સહ પરિવાર; આવી બેઠો એણે ઠામ, વલતું જે જંપે સુણું સ્યામ. ૩૩૧ એણે નગરે શ્રી શ્રેણિક નરિંદ, તસ ઘર માંહિ તાનું છે વૃંદ; તેહ ઉપર કુપતિ તણે કાજ, એ ઉપાય રચીઓ તેણે કાજ. ૩૩૨ એણે પરે તેને કીધી સકલ વાત, પુર માંહિ હતો વિખ્યાત; તવ જંપે કુમર સુણિને સાહ, કર મુદ્ર પહેરી લીઓ શાહ. ૩૩૩ તું જેને વીનવે નગર નાહ, પરદેશી કહેછે ધરી ઉછાહ; બુદ્ધિ કરી પહિરૂં મુદ્રડી, રાય વેણ ન લાગે ઘડી. ૩૩૪ તેણે સેઠ જરા વીનવો, સુણી સ્વામી દેસાંતરિ નવો, ન જપે જો મુજ કહે દેવ, કર મુદ્રા પહેરી કરૂં સેવ. ૩૩૫ તે વેણ સુણી શ્રેણી નરેસ, કરૂં કાર્ય મુજને દીઓ આદેસ; તવ ભુપે હુંઘર બોલાવીઓ, પ્રણમીને આગલ આવીઓ. ૩૩૬ કરજોડી જંપે સુણ નરેસ, કરૂં કાર્ય મુજને આદેસઃ તવ ભૂપતિ ભાખે કુમાર, કર મુદ્રા પહેરી કર વ્યાપાર. ૩૩૭ તે આવી બેઠો

કુપ પાસ, માંહિ મોટો નાંખ્યો ગણુ રાસ; અધ
ત્નલ તું પુત્તુ કરી એક, માંહિ મુકે મન મતિ
ધરી વિવેક. ૩૩૮ તતાપે સુકું છાણુ જામ, તવ
નીર ભર્યો રૂપ તામ; તે તરતુ છાણું આવ્યું
તીર, તતક્ષણુ લીધું સાહસ ધીર. ૩૩૯ રાજ
મુદ્રા પહેરી મન રૂલી, તવ ભુપ તણી આરતિ
સવિ ટલી; સવિ મંત્રી માંહિ મુલગુ, મેં થાપ્યું
સહુ ઉલગુ. ૩૪૦ કહે શ્રેણિક જપુ કુમર નામ,
તુમ વાસ તણુ તે કવણુ ઠામ; કહે અમે બેના તટ
રહું, તે નગર રૂપ જે સતું. ૩૪૧ કહે ભુપતિ
ન વસે તેણે ઠામ, શેઠ એક ધનાવહ તેણે નામ;
તસ પુત્રી સુનંદા ગર્ભવતી, એહ ભરતરે તીહાં
મુકી હતી. ૩૪૨ તસ સુદ્ધિ કહું અભયકુમાર
રાજ, ત્યાં આવ્યું છે સુણીને રાજ; તે ભુપતિ
કહે તસ્યું અમ કાજ, તુ મીલસે તુમને સહી
આજ. ૩૪૩ તસ જઇને તું તેડી આવ, તુ જપે
કુમર મન ભાવ; મેં મેલી મત્સ્યુ તુમ તેહ, મુજ
સાત અછેની રોગ દેહ. ૩૪૪ પ્રણમીને ભાખે
કુમર વાત, એણે નગરે આવીછે મુજ માત; તે

